- પ્રથમ આવૃત્તિ : ઑગસ્ટ, ૧૯૬૫ પ્રત: ૧૨૫૦

- આવરણ ચિત્ર: કન્હાઈ.
  આવરણ છપાઈ: દીપક પ્રિન્ટરી અમદાવાદ





- મૂલ્ય : રૂા. ૪-૫૦

- મુદ્રક :
  નાનાલાલ સોમાલાલ શાહ
  સર્વોદય મુદ્રણાલય,
  મું. સાદરા. (સ્ટે. ડભોડા)

- પ્રકાશક :
  વિનોદિની સેલારકા,
  ચંદ્ર પ્રકાશન,
  સેલારકા સદન, તિલક રોડ,
  ઘાટકોપર, (મુંબઈ-૭૭ AS)

- મુખ્ય વિક્રેતા:
  નવભારત સાહિત્ય મંદિર, ૧૪૬-બી, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ-૨

## : લેખકનાં અન્ય પુસ્તકો :

૧. ટોકિયોથી ઈમ્ફાલ ( અનુવાદ )

૨. સબસે ઊંચી પ્રેમસગાઈ ( નવલિકા સંગ્રહ )

૩. ચેખોવની એક નવલિકાઓ (અનુવાદ, ડૉ. જયંત પાઠક સાથે)

૪. પ્રીત બંધાણી (નવલિકા સંગ્રહ, શ્રીમતી સરોજ પાઠક સાથે)

૫. ધીરે વહે છે દોન (અનૂદિત નવલકથા, ડૉ. જયંત પાઠક તથા ડૉ. સુરેશ જોષી સાથે)

૬. કટાક્ષિકાસંગ્રહ-સાહિત્યિક લેખો ( છપાય છે. )

૭. એક મૌલિક નવલકથા ( તૈયાર થઈ રહી છે. )

# મારે કહેવાનું–

ચાલુ વર્ષથી ગુજરાત યુનિવર્સિટીએ ટી. વાય. બી. એ. ના વર્ગમાં, ગુજરાતી મુખ્ય વિષય લેનાર વિદ્યાર્થીઓ માટે ભાષા–વ્યાકરણનો વિશાળતર અભ્યાસક્રમ નિયત કર્યો છે. એને માટે આવશ્યક એવું કોઈ એક જ, સરળ પુસ્તક ઉપલબ્ધ નથી. વિદ્યાર્થીઓ માટે ભાષા–વ્યાકરણનો અભ્યાસ રસપ્રદ બને અને સહજતાથી તેઓ એનું આવશ્યક જ્ઞાન પ્રાપ્ત કરી શકે એ હેતુથી હું આ પુસ્તક તૈયાર કરવા પ્રેરાયો છું.

આશા છે જ કે આ પુસ્તક કેવળ તેઓને જ નહીં, ગુજરાતી મુખ્ય વિષય સાથે એમ. એ. કરતા મુંબઈ તથા ગુજરાત યુનિવર્સિટીઓના વિદ્યાર્થીઓને પણ ભાષાશાસ્ત્રના અભ્યાસમાં એટલું જ ઉપયોગી નીવડશે. આ પુસ્તક તૈયાર કરતાં એમ. એ. (ગુજરાતી) ના ભાષાશાસ્ત્રના અભ્યાસક્રમને પણ દૃષ્ટિ સમક્ષ રાખ્યો જ છે.

**અંતઃકરણથી ઋણી છું :**

આ પુસ્તકનું પ્રકાશનકાર્ય સહજ ભાવે ઉપાડી લેવા બદલ ચંદ્રપ્રકાશનના સંચાલકો તથા મારા મિત્ર સ્નેહી ભાઈશ્રી **ચંદુલાલ સેલારકાનો.**

આ પુસ્તક તૈયાર કરવામાં અત્યંત મૂલ્યવાન સહાય કરનાર મારા ભાઈ પ્રા. ડૉ. જયંત **પાઠકનો,** મને હરેક પ્રકારે સાથ–

સહકાર આપનાર પ્રા. શ્રીમતી સરોજ પાઠકનો તથા જરૂરી આકૃતિ દોરી આપી યથાશક્તિ મદદ કરનાર કુ. શર્વરી પાઠકનો.

જેમના ગ્રંથો યા લેખોનો મેં સંદર્ભ માટે અત્રે ઉપયોગ કર્યો છે એવા મુરબ્બી સ્નેહીઓ તથા વિદ્વાનો ડૉ. હરિવલ્લભ ભાયાણી, આ. શ્રી કાન્તિલાલ બ. વ્યાસ, ડૉ. ભોગીલાલ સાંડેસરા, પ્રા. શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, પ્રા. શ્રી પ્રબોધ પંડિત પ્રા. શ્રી કે. કા. શાસ્ત્રી, ડૉ ટી. એન. દવે, સ્વ. શ્રી અતિસુખશંકર ત્રિવેદી, સ્વ. રા. નરસિંહરાવ દીવેટિયા, શ્રી બાબૂરામ સક્સેના, પ્રા. સ્તુર્તવાં, બ્લૂમફીલ્ડ ઇત્યાદિનો.

બારડોલી–૨<br>
(જિ. સુરત)<br>
તા. ૨૮–૧–૬૫

—રમણલાલ પાઠક




આકૃતિ ૧

: ધ્વનિ ઉત્પન્ન કરનારા અવયવો :

૧. શ્વાસનળી ૨. અન્નનળી ૩ સ્વરપિટક ૪. સ્વરતંત્રીઓ ૫. કંઠમૂલ
૬. ઉપાલિજિહ્વા ૭. અલિજિહ્વા ૮. કોમલ તાલુ ૯. કઠોર તાલુ
૧૦. વર્ત્સ્ય પ્રદેશ ૧૧–૧૨. દાત ૧૩–૧૪. હોઠ ૧૫ જીભનું ટેરવું
૧૬. અગ્રજિહ્વા ૧૭. પશ્ચજિહ્વા ૧૮. જિહ્વામૂલ ૧૯. નાસાવિવર




: માનસ્વરો – Cardinal Vowels :

સૂચનાઃ (ɑ) આ (બ્લોકમાં પૂર્ણતઃ છપાયો નથી માટે)




## : ગુજરાતી શુદ્ધ સ્વરો :

૧. ઈ (દીર્ઘ) ૨. ઇ (હ્રસ્વ) ૩. એ (સંવૃત) ૪. એ (અર્ધવિવૃત)
૫. ઍ (વિવૃત) ૬. આ ૭. ઑ (વિવૃત) ૮. ઓ (અર્ધવિવૃત)
૯. ઓ (સંવૃત) ૧૦. ઉ (હ્રસ્વ) ૧૧. ઊ (દીર્ઘ) ૧૨. અ઼ (સ્વરિત).
૧૩. અ (ઉદાસીન)

## આ પુસ્તકમાં–

*

### ખંડ–૧

**: સામાન્ય ભાષાવિજ્ઞાન :**

# અગત્યની મુદ્રણશુદ્ધિઓ

| પૃ | લી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૦ | ૧ | અ | ઍ |
| ,, | ૧૨ | ઍ, ઑ | એ, ઓ |
| ૪૩ | ૧૮ | સમજાવતાં | સમજાતાં |
| ૫૪ | ૧૩, ૧૭ | ભાષા | બોલી |
| ૬૨,૬૩ | ૬,૨,૭,૧૦ | સેમેટિક | સેમિટિક |
| ૬૨ | ૧૨,૧૪ ૨૫ | વર્તુળ | કુળ |
| ૬૮ | છેલ્લી | સ્વ– | સ્વરો |
| ૭૭ | ૧૪ | અ | ઍ |
| ૮૭ | ૨૩ | હેમચદ્ર | હેમચન્દ્ર |
| ૮૯ | ૧૭ | વ | વૅ |
| ,, | ૨૦ | યહાપ્રાણ | મહાપ્રાણ |
| ૯૭ | ૧૨–૧૩ | રા. કે કા ઈ | આ વાક્ય કોઈ એક જ પુસ્તકને આધારે લખેલું હોઈ રદ સમજવું રા શાસ્ત્રીની ક્ષમાયાચના સાથે |

| | | | |
|---|---|---|---|
| ૯૮ | ૧૧ | દ્રાવિડ | દ્રાવડ |
| ૧૦૦ | ૩ | ઉભયાન્યથી | ઉભયાન્વયી |
| ૧૦૨ | ૧૦ | अज्ज | अज्जु |
| ,, | ૧૧ | वयण | वयणु |
| ,, | ૧૩ | वह | वहु |
| ૧૧૧ | ૬ | સાયંકાર | સાયંકાળ |
| ૧૨૧ | ૧૪ | વચાલ | વાચાલ |
| ૧૨૨ | ૨ | બ્રાહ્મણવત | બ્રાહ્મણવત્ |
| ૧૩૫ | ૬ | ચતુવેદી | ચતુર્વેદી |
| ,, | ૧૯ | વ્હેત્મ | વ્હેંત્મ |
| ,, | ૨૦ | સેથો | સે થો |
| ૧૪૪ | ૨૧ | દન્તકઃ | દન્તઃ |
| ,, | ૨૩ | આપ્રકં | આપ્રકઃ |
| ૧૪૭ | ૨ | વપણુ | વપણુ |
| ૧૫૩ | ૧૦ | જઈ | જૂઈ |
| ૧૫૬ | છેલ્લી | ખપ્પરુ | ખપ્પરુ |
| ૧૫૭ | ૬ | ગવક્ખ, ગોખ | ગવક્ખુ, ગોખ |
| ૧૫૯ | ૬ | પાર્શ્વ | પાર્શ્વકે |
| ૧૬૧ | ૩-૪ | વ્યવહાર ઈ. | વ્યવહારઃ> વયવહારઃ> વયવ્હારૂ> વેવ્હાર>વ્હેવાર –વેપાર |
| ૧૩ અ | ૮ | મેમેટિક | મેમિટિક |

# ભાષા

ભાષા એ આ પૃથ્વીરૂપી ગ્રહ ઉપર વસતાં અસંખ્ય પ્રાણીઓમાંના એક માત્ર પ્રાણી–માનવપ્રાણીને કુદરતે અર્પેલી અજોડ બક્ષિસ છે.- અલબત્ત, કુદરતે અર્પેલી એટલે બોલવાના અવયવો આપ્યા અને ભાષા સર્જી કાઢવાની બુદ્ધિ આપી એટલું જ કુદરતદત્ત સમજવાનું છે, બાકી ભાષા એ માનવીની અનેકાનેક સિદ્ધિઓમાંની જ એક સિદ્ધિ છે અને કદાચ સર્વોત્તમ સિદ્ધિ છે. બીજી કુદરતી શક્તિઓની જેમ ભાષા માનવીમાં આપોઆપ નથી જ ખીલતી. ઉ. ત. એક બાળકને જન્મતાં જ સમાજથી સંપૂર્ણ અલગ કરી દેવામાં આવે તો તે ચાલતાં શીખશે; હાથથી પકડતાં શીખી લેશે; હસી શકશે; રડી શકશે; પણ ભાષા નહીં શીખે અર્થાત્ બોલતાં નહીં શીખે. આમ લોકો પોતે એના પોતાના નિયમાનુસાર ઉત્ક્રાન્તિનું જ પરિણામ છે, છતાં ડાર્વિનના ઉત્ક્રાન્તિવાદ સાથે એને સંબંધ નથી. અર્થાત્ માનવબાળ માનવપ્રાણીનાં તમામ લક્ષણો-શક્તિઓ સહિત જ જન્મશે, પરંતુ ભાષા એ જન્મ પછી જ સાંભળીને શીખશે. આમ ભાષા માનવીનો એક પરમોચ્ચ પુરુષાર્થ છે અને સંસ્કૃતિના આ વિરાટ માળખાનો એ પાયો પણ છે. ઘડીભર વિચારો કે કોઈ શયતાનના શાપથી માણુસ માત્ર ભાષા ભૂલી જાય, એના લિખિત સહિત તમામેતમામ સંકેતો ભૂલી જાય તો આ સંસ્કૃતિ એક દિવસ પણ આજે જે રીતે ચાલે છે એ રીતે ચાલી શકે. ખરી? નહીં જ. ઉદ્યોગો બંધ થાય; વેપારધંધા બંધ થઈ જાય; વાહનવ્યવહાર ન ચાલી શકે; વહીવટી કામકાજ સ્થગિત થઈ જાય અને ઘરસંસાર પણ થંભી જાય.

[માનવી એ પરસ્પર વ્યવહાર કરનારું પ્રાણી છે અને વ્યવહાર માટે કોઈ માધ્યમ અનિવાર્ય બની રહે છે. એ માધ્યમ માટે જ એણે ભાષા શોધી આ શોધ અતિ મહાન, અત્યંત વિસ્મયકારક અને અજોડ હોવા છતાં, માનવીને એ શોધ કરવા પાછળ કોઈ વ્યક્તિ કે વ્યક્તિઓના તનતોડ પ્રયાસો વાપરવા નથી પડયા. એ દૃષ્ટિએ પણ એ કુદરતની જ દેન ગણાય.] ભાષા કેવી રીતે ઉદ્ભવી એ વિશે હજી તો વિદ્વાનો અનુમાન જ કરે છે, પરંતુ એટલું તો ચોક્કસ છે કે કોઈ પણ ભાષાનું અમુક કોઇ ચોક્કસ ઘડીએ નિર્માણ નથી થયું. એ ધ્વનિ વ્યવસ્થાની ઉત્ક્રાન્તિનું જ પરિણામ છે એટલે અથાગ બુદ્ધિ-શક્તિ એની પાછળ વપરાયાં એ ચોક્કસ હોવા છતાંય, સદીઓ સુધી એ પ્રક્રિયા પથરાયલી હોઇ, એ માનવજાતની જ સિદ્ધિ બની રહી; કોઇ ચોક્કસ માનવી કે માનવીઓની નહિ.

ભાષા જેટલી આશ્ચર્યજનક પ્રક્રિયા કુદરતમાં કે વિજ્ઞાનમાં ભાગ્યે જ બીજી જોવા મળશે. ભાષા એ માનવબુદ્ધિની જ એક શોધ હોવા છતાંય, ભાષા શીખવાની શકિત વિકસિત બુદ્ધિવાળા પુખ્ત વયના માનવી કરતાં, તદન અપક્વ બુદ્ધિ-શકિતવાળા બાળકમાં ઘણી જ વધારે હોય છે એમ કેવું આશ્ચર્ય! બાળક કેવળ શ્રવણ દ્વારા ફક્ત દોઢબે વર્ષની વયમાં માતપિતાની અને આસપાસના સમાજની ભાષા - બોલી શીખી જાય છે, જે શીખવા માટે પુખ્ત વયના, પક્વ બુદ્ધિ તથા સમજશકિતવાળા માણસને શિક્ષકની તથા પુસ્તકોની સહાય સહિત સખત પરિશ્રમ કરવો પડે છે, છતાં પેલા જેવું તો નથી જ બોલી શકતો (પરભાષા શીખનાર) એ બીજું આશ્ચર્ય કાંઈ નાનુંસનું છે! ત્રીજું મોટું આશ્ચર્ય એ છે કે જગતમાં સેંકડો (આશરે બે હજાર) ભાષાઓ છે, (હજી સુધી કોઈ પણ માનવસમૂહ, જંગલીમાં જંગલી ટોળા પણ ભાષા વિનાની મળી આવી નથી અને એવી પ્રત્યેક ભાષા તેના વ્યવહારના ક્ષેત્ર પૂરતી સંપૂર્ણ ભાષા જ

હોય છે. આમ અન્ય સમૂહોથી સંપૂર્ણ અલિપ્ત રહેલા એવા એક સમૂહને પણ ભાષા શોધવાની બીજા જેવી જ વૃત્તિ થાય ને એ પણ એવી જ બળવાન ભાષા ઘડી શકે એય કુદરતનું જ એક આશ્ચર્ય છે ને ! ભાષાના ઉદ્‌ભવની એ અગમ્ય, રહસ્યમય પ્રક્રિયા પ્રત્યેક ભાષાસમૂહમાં લગભગ એક સરખી જ હોવી જોઈએ એમ કલ્પી શકાય છે અને છતાય કોઈ પણ બે ભાષા વચ્ચે, જો કોઈ પણ પ્રકારનો સંપર્ક ન હોય તો, કોઈ પણ બાબતમાં આકસ્મિક સામ્ય પણ નહિવત્ જ આવેલું જોવા મળે છે એય એક આશ્ચર્યજનક ઘટના નથી શું ?

**ભાષાની વ્યાખ્યા :** ભાષાની વ્યાખ્યા ભિન્ન ભિન્ન ભાષાશાસ્ત્રીઓએ ભિન્ન ભિન્ન આપી છે એ બધી જ સત્યની નજીક હોવા છતાંય, લબ્ધપ્રતિષ્ઠ અમેરિકન ભાષાશાસ્ત્રી સ્તુર્તવાંએ કરેલી વ્યાખ્યા ભાષાની તમામેતમામ વિશિષ્ટતાઓ-લાક્ષણિકતાઓનો સમાવેશ કરી લેતી હોઈ, આપણે એને જ સૌથી વધુ અર્થપૂર્ણ વ્યાખ્યા ગણીને સ્વીકારીશું :

"Language is a system of arbitrary vocal symbols by which members of a social group co-operate and inter-act."

(E. H. Sturtevant)

"ભાષા મરજિયાત ધ્વનિસંકેતોની વ્યવસ્થા છે; જેના વડે અમુક સામાજિક જૂથના સભ્યો પરસ્પર સહકાર તથા વ્યવહાર કરે છે." (ઈ. એચ. સ્તુર્તવાં)

આ વ્યાખ્યામાં સ્તુર્તવાંએ પ્રયોજેલ પ્રત્યેક શબ્દજૂથ યા વિશેષણ 'ભાષા' ને વ્યાખ્યાબદ્ધ કરવામા એવું તો અનિવાર્ય રીતે સહાયભૂત થાય છે કે એ બધાંની પૃથક્ પૃથક્ ચર્ચા પણ અત્રે અનિવાર્ય બની રહે છે. પ્રથમ તો,

**Vocal symbols** (ધ્વનિસંકેતો): ભાષાની વ્યાખ્યામાં વિચાર વ્યક્ત કરવા માટેના માત્ર મૌખિક ધ્વનિઓના સંકેતોનો જ સમાવેશ કરવામાં આવે છે. અભિવ્યક્તિના અન્ય સંકેતો (જેવા કે બત્તીઓ કે ઝંડીઓના લાલ-લીલા રંગો, હાથ કે આંખના ઈશારા, ગુપ્ત ઈશારા-નિશાનીઓની તરકીબો ઇત્યાદિ) નો સમાવેશ એમાં થતો નથી. શબ્દો એ માત્ર સંકેતો જ છે અને ધ્વનિરૂપ છે અર્થાત્ ઉચ્ચારણ અને શ્રવણ દ્વારા જ જેના વડે વિચાર વ્યક્ત થાય એવા સંકેતો તે શબ્દમય ભાષાના ધ્વનિસંકેતો છે. (લેખન-વાચન વાસ્તવમાં તો ઉચ્ચારણ અને શ્રવણની જ માનવબુદ્ધિએ શોધેલી એક પ્રતીકાત્મક પદ્ધતિ છે.)

**Arbitrary** (મરજિયાત અથવા એકપક્ષી): ધ્વનિસંકેતો ભાષામાં મરજિયાત ધોરણે નક્કી થયેલા છે અને આ મરજી એ કેવળ ભાષા બોલનારની જ છે; જે વસ્તુ, પ્રાણી, ભાવ યા ગુણધર્મ માટે બોલનાર વ્યક્તિ ભાષા વાપરે છે એને ભાગ્યે જ એની સાથે કશો નૈસર્ગિક સંબંધ છે એ અર્થમાં, એ એકપક્ષી પણ કહી શકાય. ઉ. ત. 'કૂતરા'નું નામ 'કૂતરું' પાડવાનું કોઈ જ કારણ નથી કે એમાં કૂતરાની મરજી-નામરજીનો પ્રશ્ન ઉદ્‌ભવતો નથી. ભાષા બોલનારની મરજી પ્રમાણે જ કૂતરા માટે 'કૂતરું' શબ્દ પ્રચલિત બન્યો છે. એ શબ્દ કૂતરાનાં કોઈ લક્ષણો ઉપરથી બન્યો છે એવું પણ નથી. બધા ગુજરાતીભાષીઓ મળીને નક્કી કરે કે અમુક તારીખથી 'કૂતરા' ને 'ગધેડું' કહેવું તો એને સહેલાઈથી 'ગધેડા' તરીકે પણ એ જ રીતે ઓળખી શકાય. શેક્સપિયરે એક સ્થળે કહ્યું છે તેમ "નામનું (શબ્દનું) કોઈ મહત્ત્વ નથી. 'ગુલાબ'નું કોઈ બીજું નામ પાડો તોય એની એવી જ મીઠી સુગંધ આવવાની." રસ્તાઓ કે ગામોનાં નામ આમ બદલવામાં આવે જ છે; વ્યક્તિઓ પોતાનાં

નામ-અટકો પણ બદલાવે જ છે. છતાંય માનવપ્રકૃતિ આવાં પરિવર્તનો અંગે સહજ સાનુકૂળ નથી હોતી. આવા ફેરફારો સ્વીકારતાં; આત્મસાત્ કરતાં તેને ઘણી જ વાર લાગે છે અને એવા ફેરફારો કરીને ભાષા તો કદીય બદલી શકાતી નથી–ઇતિહાસમાં એવો કોઈ દાખલો ભાગ્યે જ નોંધાયો છે, સિવાય કે ભંગીઓ માટે 'હરિજન' જેવા કોઈક એકએ શબ્દ બાબતમાં આ સબંધમાં ખાસ તો એ યાદ રાખવાનું કે ધ્વનિસંકેતોને મરજિયાત કહેવાનું મુખ્ય કારણ એ છે કે અમુક વસ્તુ માટે વપરાતા અમુક શબ્દને તે વસ્તુના મૂળભૂત ગુણધર્મો સાથે સબંધ હોવો જ જોઈએ એવું નથી. અલબત્ત, નવા નવા ખાસ કરીને ભિન્ન ભિન્ન વિજ્ઞાનોમાં બનાવી કાઢવામાં આવતા શબ્દો સૂચિત વસ્તુના ગુણધર્મ ઉપર આધારિત હોય છે, પરંતુ સમગ્ર શબ્દભંડોળના પ્રમાણમાં એના સંખ્યા તથા ક્ષેત્ર મર્યાદિત જ રહે છે.

અન્યથા આ 'મરજિયાત' સંકેત વ્યક્તિઓ માટે તો ફરજિયાત જેવો જ છે, કારણ કે શબ્દો મૂળમાં 'અર્થ વગરના' હોવા છતાંય કોઈ પણ વ્યક્તિ સ્વેચ્છાએ એ બદલી શકતી નથી કે પોતાનો મનગમતો શબ્દ પ્રયોજી શકતી નથી. ઉ. ત. 'કૂતરા' ને 'ગધેડું' કહેવાની મારી એકલાની જ સંપૂર્ણ ઇચ્છા હોય તોય હું એમ કરી શકું જ નહિ, કારણ કે સાંભળનાર તમામેતમામ શ્રોતા જ્યારે હું 'કૂતરા' વિશે વાત કરતો હોઉં ત્યારે 'મૂળ ગધેડા' વિશે જ સમજે અને મારે ગોટાળો ઊભો થાય. ભાષા અમુક સમૂહ વચ્ચે વ્યવહાર કરવા માટેના સંકેતો છે. એ તે તે સમૂહની તમામ વ્યક્તિઓ માટે એક સરખા જ હોય તો જ વ્યવહાર ચાલે. આમ ગુજરાતી ભાષાના લગભગ બધા જ શબ્દો સ્વૈચ્છિક (Arbitrary) સંકેતો હોવા છતાંય આપણે સૌને માટે ફરજિયાત જ બની રહે છે.]

System : (વ્યવસ્થા) માટે જ અહીં વ્યવસ્થા શબ્દ વાપરવામાં આવ્યો છે. ચોક્કસ ભાષા પૂરતા કેવળ ધ્વનિસંકેતો જ આમ

વ્યવસ્થિત હોય છે એટલું જ નહિ, વ્યાકરણાદિની વ્યવસ્થાની પણ અપેક્ષા રહે જ છે. નક્કી કરેલા શબ્દો તે તે ભાષાના વ્યાકરણ-અનુસાર તેમનાં રૂપોમાં તથા ક્રમમાં પ્રયોજવામાં આવે તો જ અર્થબોધ થાય. જે ભાષામાં શબ્દોનાં વિભક્તિ, કાળ, વચન આદિ અનુસાર સ્પષ્ટ રૂપો ન થતાં હોય ત્યાં સંદર્ભની દૃષ્ટિએ ક્રમનું મહત્ત્વ વધે છે, જો આવાં રૂપો સ્પષ્ટ હોય તો ક્રમનું મહત્ત્વ ઓછું રહે અથવા બિલકુલ પણ ન રહે.)ઉ.ત. અંગ્રેજીમાં 'Rama killed Ravan ને ઉલટાવી નાખીએ તો અર્થ ઊલટો થઈ જાય: 'Ravan Killed Rama', પરંતુ ગુજરાતીમાં 'રામે રાવણને માર્યો' કે 'રાવણને રામે માર્યો' એમાં અર્થમાં ખાસ કશો ફરક પડતો નથી. 'રામે માર્યો રાવણને' 'રાવણને માર્યો રામે' એમ પણ બોલી શકાય; આમ છતાં એમાં સ્વરભાર પ્રમાણે અર્થચ્છાયાઓ બદલાતી રહે છે એ દૃષ્ટિએ એમાં પણ ક્રમની વ્યવસ્થા તો છે જ. સંસ્કૃતમાં ક્રમનું મહત્ત્વ નહિવત્ બની રહે છે એટલી ચોક્કસ એની રૂપવ્યવસ્થા છે. પરંતુ આ બધાનું તાત્પર્ય તો એ જ કે જો ભાષા દ્વારા વિચાર વ્યક્ત કરવો જ હોય તો તે તે ભાષાની 'વ્યવસ્થા' ને પણ અનુસરવી જ રહી.

એથી ઊલટું 'કૂરીએ માણસને ખાધો' જેવા વાક્યમાં વ્યવસ્થા છે એથી અર્થબોધ થાય છે, જો કે વ્યવહારના અનુભવ સાથે એ અર્થ સંગત ન હોવાથી હાસ્યસ્પદ જ લાગે છે.

- **Members of a Social group** (અમુક સામાજિક જૂથના સભ્યો) : રોબિન્સન ક્રૂસોની જેમ કોઈ નિર્જન ટાપુ ઉપર જઈને એકલા પડી ગયેલા માણસને ભાષા કંઈ જ કામની નથી. ભાષાના ઉપયોગ માટે તે ભાષા જાણનાર ઓછામાં ઓછા બે માણસો તો અનિવાર્ય જ ગણાય પરંતુ સામાજિક વ્યવહાર ફક્ત ગણ્યાંગાંઠ્યાં બેચાર માણસ વચ્ચેના વ્યવહાર પૂરતો મર્યાદિત રહી શકતો નથી.

માટે જ દુનિયાની કોઈ પણ ભાષા કે બોલી એવી નથી કે જે ફક્ત એચાર કઅન માણસો દ્વારા જ વપરાતી હોય. ભાષાના ઉપયોગ માટે એક મોટું જૂથ–ભાષાસમાજ અનિવાર્ય જ બની રહે છે. જે માણસોનું જૂથ પરસ્પર ગાઢ રીતે સંકળાયેલું હોય, ખાસ કરીને તો ચોક્કસ સ્થળના વસવાટથી, તે મોટે ભાગે એક જ ભાષા વાપરે. ભાષાજૂથો આમ જ મૂળેય રચાયાં હોવા જોઈએ. આજે માનવ સંસ્કૃતિ વિકાસ પામી છે અને પરસ્પરનો વ્યવહાર જ્યારે દૂર દૂરનાં સ્થળો ને દેશો સુધી વિસ્તર્યો છે ત્યારે કેવળ પ્રાદેશિક ભાષાથી (કોઈ એક જ સમૂહની) પણ વ્યવહાર પૂરો નથી ચાલી શકતો અને રાષ્ટ્રભાષા નક્કી કરવી ને શીખવવી અનિવાર્ય મનાવા લાગી છે અને વિશ્વભાષાનો પણ વિચાર કરવો પડે છે.

**Co-operate and inter-act (સહકાર તથા વ્યવહાર કરે છે)** : ભાષા દ્વારા જ માનવજીવનનો લગભગ તમામ વ્યવહાર ચાલે છે. એટલા માટે તો બ્લૂમફીલ્ડે કહ્યું છે કે 'શ્રમનું વિભાજન તથા સાથે સાથે માનવ સમાજનો તમામ વ્યવહાર ભાષા દ્વારા જ સિદ્ધ થયો છે.' પરંતુ ભાષા દ્વારા માણસ કેવળ પરસ્પર સહકાર જ કરે છે એવું નથી; તેઓ એ જ ભાષા વડે પરસ્પર લઢે પણ છે; ગાળો દે છે; ગાળો બોલે છે; કટાક્ષ કરે છે અને ધોધાટ તથા લવારો પણ કરે છે. કુદરતની આવી અમૂલ્ય દેન તથા માનવીના પ્રચંડ પુરુષાર્થના આવા અમૂલ્ય સુફળનો આવો દુરુપયોગ પણ માનવી જ કરી શકે ને!

**ભાષા અને વિચાર** : ઉપરની વ્યાખ્યાથી એટલું તો સ્પષ્ટ થાય છે કે માનવીએ પોતાના વિચારો વ્યક્ત કરવા માટે જે ધ્વનિસંકેતોનું વાહન શોધી કાઢ્યું તે ભાષા. આમ ભાષાનો વિચાર સાથે ગાઢ સંબંધ છે. પહેલાં વિચારરૂપે જ આપણા ચિત્તમાં ભાષા સ્ફુરે છે, જેને પછી આપણે ધ્વનિરૂપે વ્યક્ત કરીએ છીએ. માનસશાસ્ત્રના નિયમ મુજબ, પરિસ્થિતિ અનુસાર પ્રાણીની પ્રતિક્રિયા ઉદ્ભવે છે.

આ પ્રતિક્રિયા માનવીમાં વિચાર કે વાણીરૂપે વ્યક્ત થાય છે અને પછી ક્રિયારૂપે અવતરે છે અર્થાત્ વિચાર માં વાણી વચમાં આવતી ગૌણ પ્રતિક્રિયાઓ છે.) ઉ. ત. તરસ લાગતાં જ અન્ય પ્રાણીઓ સીધાં પાણી શોધીને પી લેશે, જ્યારે માનવ બાળકને તરસ લાગી હશે તો તે મા પાસે માગશે કે 'બા, પાણી પીવું છે.' અને પાણી આપવાની ક્રિયા બાને ફાળે જશે, પછી પાણી પીવાની બાળકની પ્રતિક્રિયા થશે. જો એક જ વ્યક્તિને આવો કોઈ વિચાર સ્ફૂર્યો હોય તો પણ તે મનમાં આંતરિક વાણીરૂપે આકાર પામીને પછી જ પ્રતિક્રિયા જન્માવશે. ઉ. ત. પુખ્ત વયની એકલી વ્યક્તિ જાતે ઊઠીને પાણી પી લેશે, પરંતુ એ દરમ્યાન એણે અચૂક એવો વિચાર તો કર્યો જ હશે, કે 'તરસ લાગી છે માટે અમુક સ્થળે જઈને, અમુક વાસણમાંથી, અમુક રીતે, પાણી લઈને પીઉં.'

આમ કેવળ વિચાર વ્યક્ત કરવાનું જ નહિ, વિચાર કરવાનું સાધન પણ ભાષા જ છે. આપણે મુખ્યત્વે આપણી પોતાની ભાષામાં અને ક્યારેક આપણને આવડતી હોય એવી પરભાષાઓમાં પણ વિચારો કરતા હોઈએ છીએ. આમ છતાં, કેટલાક વિદ્વાનો માને છે કે ભાષા વિના વિચારો શક્ય જ. એથી એ મત બહુ વજનદાર લાગતો નથી. મનુષ્યે વિચાર વ્યક્ત કરવા ભાષાની શોધ કરી એનો અર્થ જ એ થાય કે પહેલાં એના મનમાં ભાષા વગર જ જાતજાતના વિચારો ઘોળાતા રહ્યા હશે અને એ વ્યક્ત કરવાની અદમ્ય ઇચ્છામાંથી જ એણે ભાષા જેવા વાહનની શોધ કરવા માંડી હશે. અલબત્ત, આજે ભાષા આપણે સૌને માટે હસ્તામલકવત્ બની રહી છે એથી આપણે કોઈ ચોક્કસ ભાષામાં જ વિચારો કરતા હોઈએ છીએ. ભાષાને પરિણામે વિચારનું ક્ષેત્ર ઘણું જ વિસ્તર્યું અને કેવળ પરલક્ષી વિચારો પણ આપણા ચિત્તમાં પાર વગરના ઉદ્ભવી શકે છે. એ વાત પણ સાચી. એથી ઊલટું, ભાષા વગરનાં પ્રાણીઓ અને બાળકો

મુખ્યત્વે આત્મલક્ષી વિચારોથી જ પ્રેરાતાં હોવાં જોઈએ. મોટે ભાગે તો તેઓ કુદરતી વૃત્તિઓનો જ અનુસરતાં હોય છે, છતાં એની પાછળ ભાષા વગરનો કોઈ સૂક્ષ્મતમ વિચારવ્યાપાર તો અવશ્ય કામ કરતો જ હોવો જોઈએ. ઉ. ત. પાળેલો કૂતરો અજાણ્યાને જોઈને ભસે ને માલિકને જોઈને ખુશ થાય, પાળેલું ઢોર ચરીને પોતાના માલિકને ઘેર જ પાછું ફરે કે ઋતુ પ્રમાણે પક્ષીઓ સેંકડો માઈલોનો પ્રવાસ કરે, માળા બાંધે વગેરે વળી, વિચારો જુદા ચાલતા હોય ને માણસ મુખેથી જુદી ભાષા બોલતો હોય એ પણ શક્ય છે. એક માણસ મુખેથી ભજન ગાતો હોય, પણ મનમાં કંઈક જુદું જ વિચારતો હોય. નાટક ભજવતો અભિનેતા પોતાના સંવાદો સાભિનય રજૂ કરતો હોય, પરંતુ મનમાં જાત જાતના અંગત વિચારો કરતો હોય એવી ભાષા ટેવને કારણે ઉચ્ચારાતી હોય છે, મનમાં જાગ્રત વિચારરૂપે સ્ફુરતી નથી હોતી.

**ચેષ્ટાઓ :** પ્રાણી પોતાના વિચારો એના જ વર્ગના અન્ય પ્રાણીને જણાવવા માટે એની નિસર્ગદત્ત શક્તિનો જ ઉપયોગ કરી શકે છે. આ શક્તિ (અમુક પ્રકારના અવાજો, ગંધ, મોજાં વગેરેનો ઉપયોગ) આદિ કાળમાં હતી લગભગ તેવી જ હજી રહી છે. પ્રાણી અનુકરણ દ્વારા કશું ભાગ્યે જ શીખે છે મેના, પોપટ જેવાં પ્રાણીઓ લગભગ મનુષ્ય જેવા ઉદ્ગારો કાઢતા શીખી શકે છે, પરંતુ એનો કશો જ અર્થ તેઓ સમજતા હોતા નથી કે સ્વતંત્ર પ્રયોગ કરવા શક્તિમાન હોતા નથી. માનવી ભાષા. મૌખિક ભાષા ઉપરાંત હાથ, આંખ, હોઠ, માથું વગેરેની ચેષ્ટાઓ કે સંકેતો દ્વારા પણ વ્યવહાર કરી શકે છે ઉ. ત. ના પાડવા માટે માથું ધુણાવવું. સંપૂર્ણ બહેરો માણસ જો વાંચી શકતો ન હોય તો એની સાથે મોટે ભાગે બધો જ વ્યવહાર આવી ચેષ્ટાઓ કે નિશાનીઓ દ્વારા કરવો પડે. આ ઉપરાંત દૂરથી ઈશારા કરવા, ઝંડીઓ બતાવવી, લાલ

–લીલી બત્તીઓનો ઉપયોગ કરવો વ૦ સંકેતોનો પણ ઉપયોગ થાય છે. પરંતુ આ બધાં જ વાહનોમાં શાબ્દિક ભાષારૂપી માધ્યમ અનેક રીતે ઉચ્ચતર અથવા તો શ્રેષ્ઠ માધ્યમ છે એ દર્શાવવા જ અહીં ચેષ્ટાનો ઉલ્લેખ કર્યો છે. અન્યથા ચેષ્ટાઓનું સ્થાન ભાષાવિજ્ઞાનમાં આવતું નથી :

અંધકારમાં નિશાનીઓ કે ઈશારા કામના નથી.

માણસ ઊંધો ઊભો હોય તો પણ તે કામના નથી.

માણસ બારણાં બંધ કરીને કોઈ ઓરડીમાં ભરાઈ ગયો હોય તેની સાથે ભાષાથી જ વ્યવહાર થઈ શકે.

આંધળા માણસ સાથે ધ્વનિસંકેતો વડે જ વાતચીત થાય.

ઊંઘતા માણસને જગાડવા ભાષાનો જ ઉપયોગ કરવો પડે.

ભાષાનું લિખિત સ્વરૂપ બહેરા માણસ માટે આશીર્વાદ સામાન બની રહે ઇત્યાદિ.

: ૨ :

# ભાષાનો ઉદ્ભવ

બાળક એનાં માતપિતા અને આસપાસનાં માણસોની ભાષા સાંભળીને શીખે છે, પરંતુ આદિમ માનવ, પ્રથમ વાર જ ભાષા કેવી રીતે શીખ્યો એ પ્રશ્ન ઘણો જ જટિલ અને એટલો જ રસપ્રદ છે. આ બાબતમાં ભિન્ન ભિન્ન વિદ્વાનોએ ભિન્ન ભિન્ન મતો વ્યક્ત કર્યા છે, છતાં આ પ્રશ્નનો ઉકેલ હજી અનિશ્ચિત જ રહ્યો છે. મોટા ભાગના મતો અંશતઃ ઉકેલ આપનારા, તો વળી કેટલાક તો સાવ તરંગી લાગે એવા જ સમજાય છે.

કુદરતે ગળામાંથી શ્વાસ કાઢીને સ્વેચ્છાએ અમુક પ્રકારનો ધ્વનિ ઉત્પન્ન કરી શકાય એવી શક્તિ પ્રાણી માત્રને આપી છે. આ શક્તિનો વિકાસ કરીને માનવીએ, ગળાથી માંડીને હોઠ સુધીના જુદા જુદા અવયવોને ઉપયોગમાં લઈ અનેકાનેક પ્રકારના ધ્વનિઓ ઉત્પન્ન કરવાની સિદ્ધિ પ્રાપ્ત કરી. માનવી સિવાયનું પ્રત્યેક પ્રાણી ચોક્કસ પ્રસંગે ચોક્કસ પ્રકારનો જ ધ્વનિ ઉત્પન્ન કરી શકે છે, એમાં લેશ માત્ર ફરક પડતો નથી. ઉ. ત. કેટલાંક પ્રાણીઓના સંવનનકાળના ધ્વનિઓ તેવા પ્રત્યેક પ્રાણી દીઠ, પ્રત્યેક કાળે, પ્રત્યેક સ્થળે એક સરખા જ હોય છે. એકાંતમાં એકલા ઊછરેલા પ્રાણીના પણ તેવા જ હોય છે. અર્થાત્ પ્રાણી પોતાનો અવાજ અનુકરણથી શીખતું નથી; જ્યારે મનુષ્ય ભાષા બાબતમાં [illegible]

મનુષ્ય બુદ્ધિશાળી પ્રાણી છે. એ બુધ્ધિ વડે કુદરતી વૃત્તિઓ ઉપર વિજય મેળવી શકે છે અથવા એ વૃત્તિનું સ્વરૂપ તો અવશ્ય પલટી શકે છે. આરંભમાં બધા જ માનવ પ્રાણીઓ આજનાં અન્ય પ્રાણીઓની જેમ જ ચોક્કસ પ્રસંગે ચોક્કસ જ પ્રકારના ધ્વનિઓ કાઢતાં હશે, પરંતુ એની બુદ્ધિનો વિકાસ થતાં એને કેવળ સહજોદ્ગારને વશ રહેવું ઠીક નહીં લાગ્યું હોય. પ્રસંગે પ્રસંગે એને જુદા જુદા ધ્વનિઓ અજમાવી જોવાનું મન થયું હશે અને એમ અનેક પ્રકારના ધ્વનિઓ ઉત્પન્ન કરવાની તેનામાં શક્તિ વિકસી હશે.

પરંતુ કેવળ ધ્વનિઓ ઉત્પન્ન કરવાની શક્તિથી ભાષા ન જ ઘડાય. ભાષા તો વિચારના વાહન તરીકે વિકસી છે. આદિમ માનવને એના જ ગણી, શિકારી જીવનમાં જાતજાતનાં અનુભવો થતા હશે, જાતજાતની લાગણીઓ થતા હશે એ બધું જ એના સાથીઓને કહેવાનું એને મન પણ થતું હશે. આ વૃત્તિમાં જ ભાષાની ઉત્પત્તિનું બીજ રહેલું છે, પરંતુ એવી ઇચ્છા માત્રથી કાંઈ આટલું અસ્પષ્ટ અને છતાં આટલું સમર્થ ભાષા-વાહન નિપજાવી શકાય નહીં. અને એથી જ ભાષાની ઉત્પત્તિ હજી એક કોયડો જ રહ્યો છે.

જ્યારે મનુષ્ય આજના જેટલો વૈતાનિક માનસવાળો નહોતો થયો અને ધર્મમાં અટગ શ્રદ્ધા સેવતો ત્યારે ધાર્મિક મતાનુસાર એમ સ્વીકારતો કે ભાષા **ઈશ્વરે તૈયાર સ્વરૂપે આપેલી બક્ષિસ છે.** હિંદુ ધર્મશાસ્ત્રમાં પણ કંઈક આવી જ માન્યતા છે, પરંતુ એમાં કશી વૈજ્ઞાનિકતા નથી. એ જ રીતે અમુક **જૂથ ભેગું મળીને ભાષા સર્વસંમતિથી નક્કી કરે એવો** એક મત પણ હાસ્યાસ્પદ છે. જ્યાં પરસ્પર વ્યવહારનું કોઈ સાધન જ ન હોય ત્યાં ભેગા મળવાની ને સર્વસંમતિ પ્રાપ્ત કરવાની શક્યતા જ ક્યાં રહે?

મેક્સમૂલર નામના વિદ્વાને ભાષાનું મૂળ નિસર્ગદત્ત સહજો-

ચલચિત્રમાં જોયું. એના મત મુજબ, માનવીના મન ઉપર અમુક પ્રકારનો આઘાત થતાં એના પ્રત્યાઘાત રૂપે અમુક પ્રકારના ધ્વનિઓ સ્વાભાવિક જ નીકળી પડતા અને અમૂર્ત આઘાત-પ્રત્યાઘાત (લાગણીઓ ઈ.) સુદ્ધાં વ્યક્ત કરવાની તે શક્તિ ધરાવતો, અર્થાત્ એની પાસે નિસર્ગદત્ત વાણી હતી જ; જે કાળક્રમે આવશ્યકતા ન રહેતાં, ઉત્ક્રાંતિના સિદ્ધાંત મુજબ નષ્ટ થઈ. આ સિદ્ધાંત પાયા વગરનો છે; કારણ કે નાનપણથી જ સંપૂર્ણ એકાંતમાં કોઈ બાળકને પૂરી દેવામાં આવે તો તે નિસર્ગદત્ત એવી કોઈ જ વાણી કે ધ્વનિઓ ઉચ્ચારી શકતું નથી. આવા પ્રયોગો ઇતિહાસમાં નોંધાયા પણ છે.

(૨) ધ્વનિ-અનુકરણનો સિદ્ધાંત મુજબ કુદરતનાં તત્ત્વો કે પ્રાણીઓના અવાજ મુજબ એમને માટેના સંકેતરૂપ શબ્દ યોજવાના પ્રયાસમાંથી ભાષા ઉદ્ભવી હશે. દા.ત. બિલાડીને આપણે બાળભાષામાં ‘મિયાઉ’ કહીએ છીએ, કારણ કે બિલાડીના બોલવાનો અવાજ એવો છે. કોયલ માટે અંગ્રેજી ‘કુકૂ’ શબ્દ કે ગુજરાતી ‘ખાંસી’ જેવો શબ્દ આ પ્રકારના શબ્દો ગણાય. પાંદડું ખરતાં, જે ‘પટ્’ અવાજ થાય છે એમાં ઉપરથી ‘પત્’ એટલે ‘પડવું’ એ શબ્દ બન્યો હશે તથા ‘પત્ર’ શબ્દ પણ બન્યો હોય. નદીના ખળખળ અવાજ ઉપરથી ‘નદ્’ ક્રિયાપદ અને ‘નદી’ શબ્દ બન્યો હોય. પરંતુ જંગલીમાં જંગલી જાતિઓની ભાષાઓમાં પણ આવા શબ્દોનું પ્રમાણ એટલું તો મર્યાદિત (અમુક ભાષાઓમા તો એક પણ નહીં) છે કે આને ભાષાની ઉત્પત્તિનું નિર્ણાયક પરિબળ ગણી શકાય નહીં. વળી, અમૂર્ત ક્રિયાઓ, ભાવવાચક નામો, લાગણીઓ ઇત્યાદિ માટેના શબ્દો કેમ બન્યા એ પ્રશ્ન આ સિદ્ધાંત ઉકેલી શકતો નથી. આ સિદ્ધાંતને, કૂતરાના ભસવાના અવાજ ઉપરથી, ઉપહાસમાં ‘બાઉવાઉ સિદ્ધાંત’ એવું નામ આપ્યું છે.

(૩) પ્રાણીઓ પણ લાગણી અનુસાર એ ત્રણ પ્રકારની ધ્વનિઓ કાઢી

શકે છે તો પ્રાકૃત મનુષ્ય પણ એની લાગણી અનુસાર જાતજાતના ધ્વનિઓ કાઢી શકતો હશે, કાઢતો હશે એમાંથી ભાષાનો ઉદ્ગમ થયો. 'હાટ્' 'છટ્', 'ધિક્' 'ઓહ,' 'અરરર' જેવા શબ્દો તથા 'ખૂસ-ખૂસ...' જેવા ધ્વનિઓ આના પુરાવારૂપે ટાંકી શકાય. પરંતુ આવા ધ્વનિઓ–શબ્દો ભાષાના મુખ્ય અંગરૂપ નથી ને એમની સંખ્યા મર્યાદિત છે એ જોતાં એ પણ નિર્ણાયક પરિબળ બની શકે નહીં. આ સિદ્ધાંતને તિરસ્કારસૂચક ઉદ્ગારો ઉપરથી 'પૂહ પૂહ સિદ્ધાંત' કહેવામાં આવે છે. એ જ રીતે એક વિદ્વાને સમૂહશ્રમ વખતે વધુ શ્વાસોચ્છ્વાસને કારણે મનુષ્યના ગળામાંથી જે ધ્વનિઓ નીકળે છે એમાં ભાષાની ઉત્પત્તિ ગણાવી છે. અતિ ભારે વજન ઉપાડતાં આજે પણ માણસો એવો અવાજ કાઢે છે. એના ઉપરથી આ સિદ્ધાંત 'યો હે હો સિદ્ધાંત' તરીકે ઓળખાયો, જે કેવળ હાસ્યપદ સિદ્ધાંત જ લાગે છે.

આ બધા સિદ્ધાંતોની અપેક્ષાએ **નૃવંશશાસ્ત્રીય સિદ્ધાંત** (Anthropological theory) કંઈક વજનદાર લાગે એવો છે. બાળક બોલતાં શીખે છે એ પહેલાં એની આંતરિક લાગણી અનુસાર જે ગણગણાટ જેવા ઉદ્ગારો કાઢે છે એ આદિમ ભાષા-રહિત માનવીના ઉદ્ગારોને ઘણે અંશે મળતા હશે. વય વધતાં આવા ઉદ્ગારોની ભિન્નતાનું પ્રમાણ વધતું જાય અને સમૂહમાં વસતી ટોળીના તમામ સભ્યો એકબીજા સાથે વ્યવહાર કરવા બીજી શારીરિક ચેષ્ટાઓ સાથે આવાં એકસરખા ધ્વનિઓનો પણ પ્રયોગ કરતા થાય એમાંથી સર્વસ્વીકૃત ભાષા સંકેતો ઉદ્ભવે એ અસંભવ નથી.

ભાષા કેવી રીતે ઉત્પન્ન થઈ એ હજી સુધી તો નક્કી થઈ શકતું નથી, પરંતુ એટલું તો ચોકકસ જ છે કે પોતાનું મનોગત સામાને કહેવાની ઇચ્છા અને અનુકરણ કરવાની શકિત માનવીમાં રહેલાં

આ બે બનાવોએ ભાષાની ઉત્પત્તિ અનિવાર્ય બનાવી. ઉ.ત. રસુનંવાં કહે છે તેમ, જંગલમાં સિંહથી ત્રાસ પામેલો મનુષ્ય ઘેર આવીને પોતાનાં સ્વજનોને એ ઘટના કહેવા માટે સિંહની ગર્જનાનું અનુકરણ કરી બતાવતો હશે. પણ સિંહથી કોઈને ડરાવવા 'પણ સિંહગર્જનાનું અનુકરણ કરવામાં આવે. આના સંદર્ભમાં, રૂસોએ ભાષાની શોધના એક હેતુ તરીકે છેતરવાની કે જૂઠું બોલવાની ઈચ્છાને પણ ગણાવી છે.'

: ૩ :

# ધ્વનિતંત્ર

(જુઓ આકૃતિ-૧)

માનવ શરીરના ફેફસાં અને ઉત્તમાંગના કેટલાક અવયવોની મદદથી ભાષા બોલાય છે. આશ્ચર્યની વાત તો એ છે કે આ અવયવોનું મુખ્ય કાર્ય, નિસર્ગનિર્મિત કાર્ય ધ્વનિ ઉત્પન્ન કરવનું નથી. ઉં ત. જીભ વાણીનું મુખ્ય અંગ-હોવા છતાંય, કુદરતે તો ખાવાની સરળતા માટે જ જીભ બનાવી છે, નહિ કે બોલવા માટે. લગભગ પ્રાણી માત્રને જીભ છે, પરંતુ એક મનુષ્ય જ એનો ઉપયોગ ખાવા અને બોલવા માટે અને વાસ્તવમાં તો ખાવા કરતાંય વધુ બોલવા માટે કરી શકે છે. ફેફસાંમાંથી બહાર નીકળની ઉચ્છ્વાસની હવા ઉત્તમાંગના જુદા જુદા અવયવોના સંસર્ગમાં આવીને જુદા જુદા અસંખ્ય ધ્વનિઓ ઉત્પન્ન કરે છે. ફેફસાંનું કાર્ય માત્ર હવા પૂરી પાડવા પૂરતું જ છે. હવા કોઈ પણ વસ્તુને આંદોલિત કરે તો અવાજ ઉત્પન્ન થાય છે એ આપણા રોજિંદા અનુભવની વાત છે.

સ્વરપિટક (Sound-box અથવા Larynx): શ્વાસનળીના ઉપરના છેડે આવેલો એ એક નાનકડી પેટી જેવો અવયવ છે.

સ્વરતંત્રીઓ (Vocal cords): સ્વરપિટકમાં સૂક્ષ્મ તાર જેવી આ ટીશીઓ (tissues) એકબીજાથી છૂટી રહે એવી બે પતરીઓમાં વહેંચાયલી હોય છે, જે પાછળથી આગળના ભાગમાં આવે છે. એ નીચે પ્રમાણેનાં કાર્યો બજાવે છે :

૧. બંને પતરીઓ છૂટી હોય અને શ્વાસોચ્છ્વાસ સ્વાભાવિક રીતે વચ્ચેથી ચાલતો હોય ત્યારે કંઠમૂળ ખુલ્લું રહે અને 'ક્' 'ટ્' 'ત્' જેવા અઘોષ ધ્વનિઓ ઉત્પન્ન થાય.

૨. બંને પતરીઓ એકબીજાની પાસે આવી જાય અને વચ્ચેથી નીકળતા વાયુથી રણઝણે ત્યારે સઘોષ ધ્વનિ ઉત્પન્ન થાય: "ગ્" 'દ્', 'બ્'

૩. બંને પતરીઓ એકબીજી સાથે જોડાઈ જાય ને ક્ષણભર શ્વાસને રોકી લે ત્યારે કંઠમૂલીય ધ્વનિઓ (Glottal stops) ઉત્પન્ન થાય. ગુજરાતીમાં આવો કોઈ ધ્વનિ વપરાતો નથી. એમાં સાધારણ ખાંસી જેવો અવાજ નીકળતો હોય છે. ઉ. ત. અં. mountain –માં 't' નો ઉચ્ચાર.

૪. બંને પતરીઓ જોડાઈ જાય, છતાં નીચેથી થોડી હવા પસાર થઈ શકે ત્યારે ગૂસપૂસ ધ્વનિ (whisper) સંભળાય. એવા તમામ ધ્વનિઓ અઘોષ હોય છે.

આમ ફેફસાંમાંથી નીકળતી હવા સર્વ પ્રથમ સ્વરપિટકમાં ધ્વનિરૂપ પામે છે.

કંઠમૂલ (Glottis): સ્વરતંત્રીઓની બંને પતરીઓ વચ્ચેના ખુલ્લા ભાગને કંઠમૂલ કહે છે.

ઉપાલિજિહ્વા (Pharynx) : જીભના મૂળ અને ગળાના પાછળના ભાગ વચ્ચેની જગ્યા. જીભના મૂળના સંકોચ દ્વારા એ પોલાણને બંધ કરી દઈ શકાય છે. એ પછી એમાંથી જે ધ્વનિ નીકળે છે તે ઘોષ તથા અઘોષ 'હ્' જેવો હોય છે. આવા ઉપાલિજિહ્વ ધ્વનિઓ ગુજરાતીમાં નહિવત્ છે.

અલિજિહ્વા (Uvula) : આપણા તાળવાના કોમળ ભાગ– કોમળ તાલુના પાછળના ભાગ આગળથી લટકતા આ નાનકડી જીભ જેવા અવયવને અલિજિહ્વા કહે છે. હવા નીકળતી વખતે જો એ

જીભના પાછળના ભાગ ઉપર ગોઠવાયેલું હોય તો કંપિત થાય છે અને પ્રકંપિત (trilled) અલિજિહ્વ ધ્વનિ ઉત્પન્ન થાય છે. ગુજરાતીમાં આવો કોઈ ધ્વનિ નથી.

કોમલ તાલુ (Soft palate અથવા Velum જેને 'કંઠ' પણ કહે છે) નાકના કાણા અને મુખના પોલાણ વચ્ચેની કોમળ માંસની દીવાલ. એ નીચેના કાર્યો બજાવે છે:

(૧) એ એ ચાઈ ને નાકનું અંદરનું કાણું (નાસાવિવર) બંધ કરી દે તો બધો જ શ્વાસ મુખમાંથી નીકળે ને એ રીતે તમામ નિરનુનાસિક ધ્વનિઓ ઉત્પન્ન થાય. શરદી થઈ હોય ત્યારે 'ન્' ને બદલે 'લ્' બોલાઈ જાય છે એનું કારણ પણ એ જ છે કે નાકનું કાણું બંધ થઈ જવાથી અનુનાસિક ઉચ્ચારણ થઈ શકતું નથી.

(૨) એ શિથિલ રહીને નીચું પડે ને હવા નાકમાંથી પણ નીકળે ત્યારે અનુનાસિક વ્યંજનો અને અનુસ્વારનું ઉચ્ચારણ (નાસિક્ય=Nasal) થાય.

અનુનાસિક વ્યંજનો 'ઙ્', 'ઞ્', 'ણ્' 'ન્' અને 'મ્' છે.

કઠોર તાલુ (Hard palate=તાળવાનો અંદરનાં હાડકાંને લીધે કઠોર લાગતો ભાગ): તાલવ્ય ધ્વનિઓ ઉત્પન્ન કરતી વખતે જીભનું ટેરવું આ ભાગને અડાડવામાં આવે છે. ('ચ્', 'છ્' ઈ૦)

વર્ત્સ્ય પ્રદેશ (Alveolar region) દાંતની ઉપરનો તાળવાના બહાર તરફના છેડાનો ભાગ. એના વડે વર્ત્સ્ય ધ્વનિઓ ઉત્પન્ન કરી શકાય છે. મરાઠીમાં વર્ત્સ્ય 'ચ' બોલાય છે. ગુજરાતીની કેટલીક બોલીઓમાં વાચવું, તજવું, પૂછવું, વીઝવું વગેરેમાં વચ્ચે આવતા તાલવ્ય ધ્વનિઓ વર્ત્સ્ય ઉચ્ચારાય છે. આવા ધ્વનિઓને 'ઉપતાલવ્ય' પણ કહે છે.

દાંત : દંત્ય ધ્વનિઓ (dental) ઉત્પન્ન કરવા માટે જીભ દાંતની મદદ લે છે. 'ત્', 'થ્', 'દ્' વ૦

હોઠ . બને હોઠ જોડાઈ જઈ શ્વાસને થોડી વાર અવરોધીને પછી છોડે ત્યારે ઓષ્ઠ્ય વર્ણો (Labials) ઉત્પન્ન થાય છે. ઉ ત. 'પ્', 'ફ્', 'મ્' ઈ૰ નીચનો હોઠ ઉપલા દાંતને સ્પર્શે ત્યારે દંતોષ્ઠ્ય વર્ણો (Labiodentals) ઉદ્‌ભવે ઉ ત 'વ'. આ ઉપરાંત સ્વરોના ઉચ્ચારણ વખતે પણ હોઠ સંકોચાઈને ગોળાકાર થાય છે અથવા તો ખેંચાઈને પહોળા થાય છે. બધા જ સ્વરોના ઉચ્ચારણમા હોઠનો ઓછોવત્તો ઉપયોગ થાય છે.

જીભ . (Tongue) ભાષા ઉત્પન્ન કરનારો સૌથી મહત્ત્વનો અવયવ છે. સામાન્ય માનવીના મતાનુસાર તો બોલવાનું કામ જ જીભનું છે એટલે 'જીભ' શબ્દનો બીજો અર્થ જ 'ભાષા' એવો કરવામાં આવે છે. ઉ ત. અંગ્રેજીમા 'Tongue' એટલે ભાષા, ઉર્દૂમાં 'જબાન' (જીભ) એટલે પણ ભાષા વગેરે. જીભના હલનચલન માત્રથી અસંખ્ય ધ્વનિઓ ઉત્પન્ન કરવાની માનવી શક્તિ ધરાવે છે. જો કે ધ્વનિની ઉત્પત્તિ કરવાનું કાર્ય કોઈ એક અવયવનું છે જ નહિ, અર્થાત્ કોઈ પણ એક ધ્વનિ ઉત્પન્ન કરતી વખતે ધ્વનિતંત્રના તમામેતમામ અવયવો ચોક્કસ સ્થાનમાં હોવા જ જોઈએ તો જ તે ધ્વનિ ઉત્પન્ન થાય. આમ છતા, બોલતી વખતે સૌથી વધુ ઉપયોગ જીભનો જ થાય છે અને તે પણ જીભના જુદા જુદા ભાગોનો, આથી જીભના પાંચ ભાગ પાડવામા આવ્યા છે:

(૧) જિહ્‌વામૂલ (Root) (૨) પશ્ચજિહ્‌વા (Back)-જીભનો મૂળ પછીનો, ગળા પાસે આવેલો ભાગ (૩) અગ્રજિહ્‌વા (Front)-જીભનો આગળનો કઠોર તાલુ નીચેનો ભાગ (૪) જિહ્‌વાફલક (Blade) જીભની છેક આગળનો છૂટો ભાગ (૫) ટેરવું. હવે એના ઉપયોગો જોઈએ:

(૧) શ્વાસને અવરોધે નહીં; ફક્ત કોઈ પણ ભાગમાંથી ઊંચી થઈને મુખવિવરને થોડું સંકુચિત કરે ત્યારે સ્વરો ઉત્પન્ન થાય.

(૨) મુખવિવરના ઉપલા ભાગને સ્પર્શી પળભર હવા રોકીને પછી છોડી દે ત્યારે 'સ્પર્શ' કે 'સ્ફોટ' વ્યંજનો ઉચ્ચારાય (stops), 'ક્', 'થ્', 'ડ્' ઈ૦

(૩) હવા પૂરેપૂરી રોકી ન દે, પરંતુ મુખના કોઈ પણ ભાગ સાથે ઘસાય તેમ એને બહાર નીકળવા દે ત્યારે 'સ્' જેવા સંઘર્ષી (Fricatives અથવા Spirant) ધ્વનિઓ ઉદ્‌ભવે. આને ઉષ્માક્ષરો પણ કહે છે.

(૪) શ્વાસ ક્ષણભર રોકે ને પછી ઘર્ષણ સાથે બહાર કૂંકે ત્યારે સ્પર્શસંઘર્ષી (Affricates) ધ્વનિઓ ઉત્પન્ન થાય: 'ચ્', 'છ્' 'જ્' વ૦

(૫) જીભનાં બંને પાસાં ઊંચાં થાય અને બંને બાજુથી હવા નીકળે ત્યારે પાર્શ્વિક (Lateral) ધ્વનિઓ ઉત્પન્ન થાય, જેવા કે 'લ્'.

(૬) જીભ ઉપરના ભાગને ક્ષણભર સ્પર્શ કરીને થડકાર સાથે શ્વાસ છોડે ત્યારે લુંઠિત કે ઉત્ક્ષિપ્ત ધ્વનિઓ (Flapped) ઉદ્‌ભવે, જેવા કે 'ડ્', 'ઢ્', 'ળ્' વ૦

(૭) જીભ ઊંચી થઈને ઉપરના ભાગને સ્પર્શી રહે અને હવા ગબડતી હોય એ રીતે બહાર સરે ત્યારે લોડિત (Rolled) ધ્વનિ સંભળાય: 'ર્'

: ૪ :

# ધ્વનિઓનું વર્ગીકરણ

ધ્વનિગ્રામ (Phoneme): ભાષાના ધ્વનિઓ ઉચ્ચારણના સ્થાન અને પ્રયત્ન પ્રમાણે ભિન્ન ભિન્ન પ્રકારના નીકળે છે. સ્થાન-પ્રયત્નના ભેદ અનુસાર સેંકડો ધ્વનિઓ ઉત્પન્ન કરવા આપણું ધ્વનિતંત્ર શક્તિમાન છે. પરંતુ ભાષા સામા માણસને કંઈક જણાવવા માટે બોલાય છે. એમાં જો આ અસંખ્ય ધ્વનિઓનો શભુમેળો કરવામાં આવે તો બોલનાર-સાંભળનાર બંને માટે એ વ્યર્થ પ્રવૃત્તિ જ બની રહે. ઉ. ત. 'કાકી' શબ્દમાં પહેલા 'ક્' અને બીજા 'ક્' ના ઉચ્ચારણમા કે 'પ્રકાશ' અને 'ઘાતક'માં આવતા બંને 'ક્' ના ઉચ્ચારણ વચ્ચે ફરક હોય છે. એ જ રીતે એક માણસ જેવો 'ક્' બોલે બરાબર એવા જ સ્થાન-પ્રયત્નથી બીજો માણસ ન પણ બોલે. અરે, એકનો એક માણસ અમુક વખતે જેવો 'ક્' ઉચ્ચારે એવો ને એવો જ 'ક્' બીજે વખતે ન પણ ઉચ્ચારે, પરંતુ આવા ઉચ્ચારભેદોનું કશું મહત્ત્વ વ્યવહારમાં નથી; કારણ કે ટેવ પ્રમાણે સાંભળનાર તો દરેક વખતના 'ક્' ને 'ક્' તરીકે જ સાંભળે છે. અને એથી અર્થનો ફરક પડતો જ નથી. 'કાળ' શબ્દમાં 'ક્' નો ગમે તેવો ધ્વનિ પણ જ્યાં સુધી 'ક્' તરીકે જ સંભળાય ત્યાં સુધી તો એ શબ્દનો અર્થ સાંભળનારને બરાબર સમજાય, પરંતુ ત્યાં જો 'ક્' ને બદલે 'ગ્' બોલવામાં આવે તો તરત અર્થમાં ફરક પડી જશે-'કાળ' અને 'ગાળ.' આમ 'ક્' અને 'ગ્' ના ઉપયોગનો ભેદ સ્પષ્ટ થાય છે. માટે 'ક્' અને 'ગ્' નો ધ્વનિભેદ પણ સ્પષ્ટ સમજાય છે. આ ભેદ

ખરું જોતાં કેવળ ધ્વનિનો નહીં, 'ધ્વનિગ્રામ' નો પણ છે. કેવળ ધ્વનિ બદલાતાં અર્થમાં ફેર નથી પડતો; જ્યારે ધ્વનિગ્રામ બદલાતાં અર્થ બદલાઈ જાય છે.

માનવીનું ધ્વનિતંત્ર સ્થાન-પ્રયત્ન અનુસાર જે સેંકડો ધ્વનિઓ ઉત્પન્ન કરી શકે છે એમાંથી દરેક ભાષા પોતાની આવશ્યકતાનુસાર ચોક્કસ જ ધ્વનિઓ (પ્રમાણમાં ઘણા થોડા) પસંદ કરી લે છે. આ ધ્વનિઓના ઉપયોગથી જુદા જુદા શબ્દ તે ઘડે છે અને તે શબ્દો વચ્ચેના અર્થભેદો સ્પષ્ટ કરે છે. આ ધ્વનિઓ ખરું જોતાં કોઈ એક ધ્વનિ નથી; પરંતુ ધ્વનિમાં જરૂરિયાત પ્રમાણે નક્કી કરવામાં આવેલાં અમુક એકમો કે એના ઘટકો છે; જેને 'ધ્વનિગ્રામ' કે 'ધ્વનિઘટક' કહી શકાય. પ્રત્યેક ભાષાના ધ્વનિગ્રામો જુદા જુદા હોય છે.

સ્તુર્ત્વાં ધ્વનિગ્રામની વ્યાખ્યા નીચે મુજબ આપે છે.

A phoneme is either a single speech-sound or a group of similar speech-sounds, which in a given language function in the same way.

"ધ્વનિગ્રામ અમુક ચોક્કસ ભાષાના કોઈ એક ધ્વનિ કે એક સરખા ધ્વનિઓનો સમૂહ છે; જે તે ભાષામાં એક સરખું જ કાર્ય બજાવે છે."

બ્લૂમફીલ્ડ કહે છે:

Phoneme is a minimum unit of distinctive sound-feature.

ધ્વનિગ્રામ ધ્વનિભેદ દર્શાવવા માટેનો (કોઈ પણ એક ભાષા પૂરતો) નાનામાં નાનો એકમ છે.

'લ' અને 'ળ' ગુજરાતીમાં જુદા જુદા ધ્વનિગ્રામો ગણાય;

કારણ કે 'ગાળ' અને 'ગાલ' શબ્દમાં બીજી બધી જ પરિસ્થિતિ એકસરખી હોવા છતાંય 'ળ્' અને 'લ્'ના પ્રયોગથી અર્થ બદલાય છે; છતાં તોતડા માણસો, બાળકો કે સૂરતી જેવી અમુક પ્રાદેશિક કે કોમ જ્ઞાતિની બોલીઓ બોલનારા 'ળ્'ને બદલે 'લ્' જ બોલે છે ત્યારે સાંભળનારા સંદર્ભથી અર્થભેદ સમજી લે છે.

વધુ સ્પષ્ટતાથી કહેવું હોય તો એમ કહી શકાય કે માણસ જ્યારે બોલતો હોય છે ત્યારે એના મનમાં ભાષા માટે ચોક્કસ ધ્વનિગ્રામો જ સ્ફુરતા હોય છે, પરંતુ એ બોલે છે ત્યારે એને મળતા કોઈ પણ ધ્વનિઓનો ઉપયોગ કરે છે; કારણ કે અમુક ધ્વનિ અમુક સ્થાન-પ્રયત્નથી જ ઉચ્ચારાય એવી ચોકસાઈ માનવપ્રકૃતિમાં પણ નથી; એની કશી આવશ્યકતા પણ નથી અને એ શક્ય પણ નથી. એ પછી સાંભળનાર પક્ષના કાન ઉપર અથડાય છે તો પેલા ધ્વનિઓ જ, પરંતુ ટેવને વશ એનું મન ધ્વનિઓ કે ધ્વનિભેદો નહીં, પરંતુ નિશ્ચિત ધ્વનિગ્રામો જ ગ્રહણ કરે છે; અર્થાત્ ધ્વનિઓનું ધ્વનિગ્રામોમાં રૂપાંતર કરી લે છે.

ઉપધ્વનિ (Allophones): ધ્વનિગ્રામોમાં પણ ક્યારેક ધ્વનિભેદ સમજાય છે, પરંતુ એથી અર્થમાં ફેર પડતો નથી કે લિપિમાં એને માટે અલગ સંજ્ઞા વાપરવામાં આવતી નથી એવા પેટા ધ્વનિઓને 'ઉપધ્વનિઓ' કહેવામાં આવે છે. ઉ.ત. 'ડગલો' અને 'પડવું' શબ્દોમાં આવતા 'ડ્'ના ઉચ્ચારણમાં ભેદ પડે છે. હિંદીમાં એને માટે 'ડ઼' એવી સંજ્ઞા વાપરવામાં પણ આવે છે. ગુજરાતીમાં એની કશી આવશ્યકતા સ્વીકારાઈ નથી. 'ડ઼' સૌરાષ્ટ્રીમાં બોલાતો પણ નથી. આવો 'ડ઼' ધ્વનિગ્રામ 'ડ'નો ઉપધ્વનિ છે.

ધ્વનિગ્રામની વ્યવસ્થા એ જ લિપિ છે, અર્થાત્ લિપિના વર્ણો મહદ્અંશે ધ્વનિગ્રામના સંકેતો જ છે; જો કે પ્રત્યેક ધ્વનિગ્રામ દીઠ એક વર્ણ હોય અને વળી તે એક જ હોય એવી લિપિ વર્તમાન

કોઈ પણ ભાષાની નથી. ઉ.ત. અંગ્રેજી લિપિ (રોમન લિપિ)માં ઘણા ધ્વનિઘટકો માટે વર્ણો જ નથી (થ્, ધ્, જેવા), કેટલાક વર્ણોના એક કરતાં વધુ ઉચ્ચારો થાય છે (g = ગ્ અને જ્ કે c = ક્ અને સ્) અને કેટલાક ધ્વનિઘટકો માટે એક કરતાં વધુ વર્ણો છે (k = ક્, c = ક્ અને q = ક્) દેવનાગરી લિપિ (અને એમાંથી નીકળેલી ગુજરાતી જેવી લિપિઓ) આ દૃષ્ટિએ સૌથી વધુ વૈજ્ઞાનિક છે. છતાંય એ સંપૂર્ણતઃ ધ્વન્યનુસારી લિપિ (Phonemic script) તો નથી જ.

સ્વર અને વ્યંજન (Vowels અને consonants) : પ્રત્યેક ભાષાના ધ્વનિઘટકોને બે વર્ગમાં વહેંચી શકાય છે અને પ્રાચીન કાળથી વ્યાકરણકારો એ પ્રમાણે વર્ગીકરણ કરતા આવ્યા છે : (૧) સ્વર અને (૨) વ્યંજન.

સ્વરની વ્યાખ્યા : સ્વર એવો અઘોષ ધ્વનિ છે; જેના ઉચ્ચારણ વખતે જીભ કે ધ્વનિતંત્રના અન્ય કોઈ અવયવનો સ્પર્શ કે સંઘર્ષ થતો નથી અને શ્વાસ કોઈ પણ જાતના અવરોધ વિના મુખમાંથી બહાર નીકળી જાય છે. સ્વરના ઉચ્ચારણ વખતે જીભનો કોઈને કોઈ ભાગ અવશ્ય થોડો ઊંચો થાય છે, અને મુખવિવરનો સ્વરના ભેદ મુજબ જુદી જુદી રીતે, જુદા જુદા પ્રમાણમાં સંકોચ પણ થાય છે.

સાનુનાસિક સ્વરોના ઉચ્ચારણ વખતે શ્વાસની થોડી હવા નાકમાંથી પણ વણવિરોધ નીકળે છે : ઇં, ઊં, આં, ઈં

સ્વરના ઉચ્ચારણ વખતે જીભનો જે ભાગ ઊંચો થાય એ અનુસાર સ્વરોના ત્રણ ભાગ પાડવામાં આવ્યા છે : (૧) અગ્ર (૨) મધ્ય અને (૩) પશ્ચ

અને મુખવિવર જે પ્રમાણમાં સંકોચ પામે છે યા ખૂલે છે એ પ્રમાણે ચાર ભાગો પાડવામાં આવ્યા છે : (૧) વિવૃત (પહોળા,

પૂરેપૂરા ખુલ્લા, open) (૨) અર્ધ વિવૃત (અર્ધા પહોળા, half -open) (૩) અર્ધસંવૃત (સહેજ ખુલ્લા, અર્ધા સાંકડા, half closed) અને (૪) સંવૃત (સાંકડા, બંધ, closed.)

અને કાલમાન (સમય લાગે તે) પ્રમાણે સ્વરના બે ભાગ પડે છે : (૧) હ્રસ્વ (ટૂંકો) અને (૨) દીર્ઘ (લાંબો)

**માનસ્વરો** (Cardinal vowels, સ્વરોનાં માપિયાં) : જીભના ઊંચા થતા ભાગ તથા મુખના ખૂલવાની રીત-પ્રમાણ મુજબ ભાષાશાસ્ત્રીઓએ આઠ પાયાના સ્વરો નક્કી કર્યા છે. એ સ્વરો આદર્શ છે અને આદર્શ સ્થાન-પ્રયત્ન પ્રમાણે ઉચ્ચારવામાં આવે તો જ એવા ધ્વનિઓ ઉત્પન્ન થાય; પરંતુ સામાન્યતઃ કોઈ પણ ભાષામાં ઉચ્ચારાતા નથી. એટલે આ સ્વરોનો ઉપયોગ કોઈ પણ ભાષાનો તેને મળતો સ્વર આદર્શ સ્થાનથી કેટલો દૂર તથા કઈ બાજુ છે એ દર્શાવવામાં થાય છે. માટે તેને માનસ્વરો-સ્વરોનાં માપિયાં કહે છે. માનસ્વરો નીચે મુજબ છે : જુઓ આકૃતિ-૨)

(૧) ઈ ( ई = i)-આગળનો (અગ્ર), સંવૃત, દીર્ઘ.
(૨) એ ( ए = e)-આગળનો, સંવૃત, દીર્ઘ.
(૩) એ ( *ॲ= E)-આગળનો, અર્ધવિવૃત, દીર્ઘ.
(૪) એ ( ॲ=a)-આગળનો, વિવૃત, દીર્ઘ.
(૫) આ ( आ=ɑ)-પાછળનો, વિવૃત, દીર્ઘ.
(૬) આ ( ऑ=ɔ)-પાછળનો, વિવૃત, દીર્ઘ
(૭) ઓ (ओ=o)-પાછળનો, અર્ધસંવૃત અને શબ્દમાંના તેના સ્થાન પ્રમાણે, ભાર અનુસાર હ્રસ્વ યા દીર્ઘ થાય છે.
(૮) ઊ (ऊ=u)-પાછળનો, સંવૃત, દીર્ઘ.

ચારે અગ્ર સ્વરોના ઉચ્ચારણ વખતે હોઠ નં. ૧ થી નં. ૪

* અર્ધવિવૃત 'એ' તથા 'ઓ' દર્શાવવા માટે સીધી માત્રાને બદલે અવળી, છતાં વિવૃતમાં મૂકવામાં આવતી અવળી માત્રા કરતાં જુદી રીતે, આખું ડાબી તરફ રહે એ રીતે મૂકવામાં આવે છે.

એ પ્રમાણે, ઉત્તરોત્તર વધુ ને વધુ પહોળા થતા જાય છે; જ્યારે પાછળના સ્વરોના ઉચ્ચારણ વખતે નં. ૫ થી નં. ૮ એ ક્રમે હોઠ વધુ ને વધુ ગોળાકાર બનતા જાય છે. જો કે જર્મન, ફ્રેન્ચ આદિ ભાષાઓમાં કેટલાક એવા અગ્ર સ્વરો છે, જે ઉચ્ચારતાં હોઠ ગોળાકાર થાય છે ને એવા પશ્ચ સ્વરો છે, જે ઉચ્ચારતાં હોઠ પહોળા થાય છે. વિવૃત સ્વરોના ઉચ્ચારણમાં મુખ વધારે ખૂલે, સંવૃતમાં એની અપેક્ષાએ ઓછું ખૂલે.

(૯ આ ઉપરાંત નવમો સ્વર ઉદાસીન (અસ્વરિત=neutral) અ (ə=ઝ) છે, જેના ઉચ્ચારણ વખતે મોં ઊઘડે છે, પરંતુ જીભ તથા હોઠ યથાસ્થાને જ રહે છે. ધ્વનિ-અવયવોનું કશું જ હલનચલન થતું નથી. આથી જ એને ઉદાસીન=neutral કહેવામાં આવે છે. એ સઘોષ હોય છે અને અત્યંત હ્રસ્વ ધ્વનિ છે.

સંયુક્ત સ્વરો (Dipthongs) : બે કે એથી વધુ શુદ્ધ સ્વરો સાથે સાથે ભેગા ઉચ્ચારાય ત્યારે સંયુક્ત (અથવા મિશ્ર) સ્વર બને. ઉ. ત. આઈ, એ, ઓ, ઓઈ, એઉ (બાઈ, બેરી, સૌ, કેઈ, બેઉ, ઇ.) ગુજરાતીમાં સામાન્ય રીતે બેથી વધુ સ્વરોનો સયોગ થતો નથી, છતાં થોડાં ઉદાહરણો મળે છે : એઓએ, તેઓએ ઈ૦.

*વ્યંજન* : સ્વર સિવાયના બધા જ ધ્વનિઓ વ્યંજનો છે. ઉચ્ચારણના સ્થાન તથા પ્રયત્ન અનુસાર વ્યંજનોનું વર્ગીકરણ કરવામાં આવે છે.

અગાઉ જોઈ ગયા તેમ ઉચ્છ્વાસ નીકળતાં ક્યારેક સ્વરતંત્રીઓમાં ઝણકાર થાય છે, ક્યારેક નથી થતો એ પ્રમાણે વ્યંજનોના (વાસ્તવમાં ધ્વનિ માત્રના) બે વિભાગ પાડવામાં આવે છે : (૧) સઘોષ અને (૨) અઘોષ. જો સ્વરતંત્રીઓ રણઝણે તો એક પ્રકારનો નાદ ઉદ્‌ભવે છે એવા નાદયુક્ત વ્યંજનો 'સઘોષ' (Voiced or sonant) કહેવાય છે; જો સ્વરતંત્રીઓમાં કશો જ વિકાર ઉત્પન્ન

કર્યા વગર વાયુ પસાર થઈ જાય તો એ રીતે ઉચ્ચારાયેલા વ્યંજનો 'અઘોષ' કહેવાય છે. વ્યંજનના સમગ્ર ઉચ્ચારણ દરમ્યાન નાદ ચાલુ રહે તો તે વ્યંજન 'પૂર્ણ સઘોષ' અને અંત, મધ્ય કે પ્રારંભે જ નાદ સંભળાય તો તે વ્યંજન 'અપૂર્ણ સઘોષ' કહેવાય છે.

વ્યંજનોના **સ્થાન** અનુસાર પડતા ભેદો આપણે "ધ્વનિતંત્ર" પ્રકરણમાં જોઈ ગયા છીએ, જેને નીચે પ્રમાણે સંક્ષેપમાં મૂકી શકાય :

**સ્ફોટ વ્યંજનો :**

| કંઠ્ય | તાલવ્ય | મૂર્ધન્ય Retroflex | વર્ત્સ્ય (ઉપતાલવ્ય) | દન્ત્ય | ઓષ્ઠ્ય |
|---|---|---|---|---|---|
| ક્, ખ્, ગ્, ઘ્, ઙ્ | ચ્, છ્, જ્, ઝ્, ઞ્ | ટ્, ઠ્, ડ્, ઢ્, ણ્, | મરાઠીનો 'ચ્' 'વાચવું', 'તજવું', 'પૂછવું', 'વીંઝવું' વ.ના 'ચ્' 'છ્' 'જ્' 'ઝ્' (અમુક બોલીઓમાં) | ત્, થ્, દ્, ધ્, ન્ | પ્, ફ્, બ્, ભ્, મ્, |

વ્યંજનોના **પ્રયત્ન** પ્રમાણે નીચેના ભેદો પડે છે :

**સ્ફોટ અથવા સ્પર્શ** (ઉપરના બધા જ)

**લુંઠિત** : 'વઢવું,' 'વડલો' માંના 'ઢ,' 'ડ' અને 'ળ'

**દંત્ય સંઘર્ષી** : સ્, જ્ (જનાના) z-ને મળતો ઝ.

તાલવ્ય સંઘર્ષી : શ્
મૂર્ધન્ય સંઘર્ષી : ષ્
ઉપાલિજિહ્વ : હ્
પાર્શ્વિક : લ્
લોડિત : ર્

અર્ધસ્વરો (semi-vowels) ઓષ્ઠ્ય-'વ્,' તાલવ્ય 'ય્,' 'લ' અને 'ર્'

અનુનાસિક : મ્, ન્, ણ્ વ૦

---

: ૫ :

# ગુજરાતી સ્વરો તથા વ્યંજનો

ડૉ. ટી. એન. દવેના મત અનુસાર ગુજરાતીમાં બાર સ્વરો છે. પ્રો. પ્રબોધ પંડિત સ્વરોની સંખ્યા એકદમ ઘટાડીને આઠની ગણાવે છે: ત્રણ અગ્ર (ઇ, એ અને ઍ), ત્રણ પશ્ચ (ઊ, ઓ અને ઑ) અને બે મધ્ય (અ અને આ) પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી તેર સ્વરો ગણાવે છે.

આપણે તેરેતેર સ્વરભેદો સ્વીકારીને ચાલીએ : (જુઓ આકૃતિ–૩)

૧. ઈ (દીર્ઘ) : ઉ. ત. ઘી, રીત વ૦ (અગ્ર, સંવૃત).

૨. ઇ (હ્રસ્વ) : ,, નિશાળ, નિયતિ, વ૦ (અગ્ર, અર્ધસંવૃત)

૩. એ (સંવૃત) : ,, દેશ, વેશ, વ૦ (અગ્ર, દીર્ઘ)

૪. એ (અર્ધવિવૃત) : ,, જેટલું, કરે, લડે, વ૦ (અગ્ર, દીર્ઘ)

૫. ઍ (વિવૃત) : ,, વૅર, નૅણ, વ૦ (અગ્ર, દીર્ઘ)

૬. આ (બે માત્રાવાળો–દીર્ઘ) : ,, જા, ગા, કામ, વ૦

૭. ઑ (વિવૃત) : ,, ગૉળ, કૉણ, વ૦ (પશ્ચ, દીર્ઘ).

૮. ઓ (અર્ધવિવૃત) : ,, કરો, લખો, વ૦ (પશ્ચ, હ્રસ્વ)

૯ ઓ (સંવૃત) : ,, ઢોર, દોરો, વ૦ (પશ્ચ, દીર્ઘ, ક્વચિત્ હ્રસ્વ)

૧૦ ઉ (હ્રસ્વ) : ,, ઉદાર, સુથાર, કાજુ વ૦ (પશ્ચ)

૧૧ ઊ (દીર્ઘ) : ,, લૂ, ધૂળ (પશ્ચ)

૧૨ અ (સ્વરિત) : ,, તજ, રજ, કરે, વ૦ (હ્રસ્વ, પશ્ચ)

૧૩ અ (ઉદાસીન) : ,, અમીર, જવાન વ૦ (તટસ્થ)

નં. ૮ ડૉક્ટર ટી. એન. દવેએ દર્શાવ્યો નથી. નં. ૪ ને આ૦ કાન્તિલાલ બી. વ્યાસ ભિન્ન સ્વર માનતા નથી.

'ઐ' અને ઓ' એ બે સંયુક્ત સ્વરો દ્વ્યંગ વાળા હોઈ 'સંકીર્ણ' સ્વરો તરીકે વર્ણમાળામાં અલગ ધ્વનિઓ તરીકે સ્થાન પામ્યા છે. એ સિવાય સંયુક્ત સ્વરો વિષે અગાઉના પ્રકરણમાં ઉલ્લેખ આવી ગયો છે.

અનુનાસિક સ્વરો (Nasal vowels) : સિધ્ધાંતની દૃષ્ટિએ તમામ શુદ્ધ સ્વરો અનુનાસિક થઈ શકે છે, પરંતુ વ્યવહારમાં આવશ્યકતાનુસાર જ સ્વરોને અનુનાસિક કરવામાં આવે છે. ભાષા દીઠ કે બોલી દીઠ ભિન્ન ભિન્ન અનુનાસિક સ્વરો જ વ્યવહારમાં હોય છે, ઉ. ત. મધ્ય ગુજરાતની ચરોતરી જેવી બોલીઓમાં અનુનાસિક સ્વરોનું ઉચ્ચારણ સ્વલ્પ છે, જ્યારે સૌરાષ્ટ્રીમાં એનું પ્રમાણ ઘણું મોટું છે.

સંવૃત સ્વર 'એ', 'ઓ' અનુનાસિક થતાં વિવૃત બની જાય છે: 'ઍ', ઑ.' ૨ ઍં ૨ ઍં

સંયુક્ત તથા અસંયુક્ત બંને સ્વરો અનુનાસિક થઈ શકે છેઃ ઈં, ઊં અં, ઓં, વ૦ અનુનાસિક વ્યંજનની પૂર્વે આવેલો સ્વર ઈષિત્ નાસિક્ય બને છે : કામ>કાઁમ, કાન>કાઁન.

વ્યંજનો : વ્યંજનોના 'ઘોષ' અને 'અઘોષ' એવા ભેદ આપણે નોંધ્યા, એ ઉપરાંત 'અલ્પપ્રાણ, (non-aspirate) અને મહાપ્રાણ, (aspirate) એવા, ભેદો પણ ગુજરાતીમાં નિર્ણાયક તત્ત્વ હોઈ, અલગ ધ્વનિઆમનું કાર્ય બજાવે છે. ઉ. ત. 'ક' અલ્પપ્રાણ છે, એનો જ મહાપ્રાણ ધ્વનિ 'ખ' આપણો અલગ ધ્વનિઆમ છે. અંગ્રેજીમાં મહાપ્રાણત્વ નિર્ણાયક તત્ત્વ નથી. ઉ. ત. Pin-નો 'પ' અલ્પપ્રાણ, જ્યારે Spin-માંનો 'પ' લગભગ મહાપ્રાણ 'ફ' જેવો સંભળાય છે, પરતુ એમાં મહાપ્રાણત્વ ગુજરાતી 'ફ' ના પ્રમાણમાં ઓછું છે અને એ અર્થ દૃષ્ટિએ નિર્ણાયક તત્ત્વ નથી.

અલ્પપ્રાણમાં ઉચ્છ્વાસ ઓછો નીકળે અર્થાત્ ઓછું બળ વપરાય, મહાપ્રાણમાં પ્રમાણમાં વધુ વાયુ તથા વધુ બળ વપરાય.

ગુજરાતીમાં વર્ણવ્યવસ્થા (મૂળ દેવનાગરી અનુસાર) ધ્વનિગ્રામીય (Phonemic) દૃષ્ટિએ ખૂબ જ વ્યવસ્થિત હોવાથી, દરેક સ્થાનીય વર્ગના અલ્પપ્રાણ ધ્વનિઓ પછી તરત જ એનો મહાપ્રાણ ધ્વનિ મૂકવામાં આવ્યો છે : ઉ. ત. અલ્પપ્રાણ 'ક્' પછી તરત જ મહાપ્રાણ 'ખ્'; અલ્પપ્રાણ 'ગ્' પછી તરત જ મહાપ્રાણ 'ઘ્'; અલ્પપ્રાણ 'ત્' પછી તરત જ મહાપ્રાણ 'થ્' આમ દરેક વર્ગનો બીજો અને ચોથો વર્ણ મહાપ્રાણ તથા બાકીના અલ્પપ્રાણ છે.

અઘોષ સઘોષની વ્યવસ્થા પણ એટલી જ નિશ્ચિત છે. પ્રત્યેક વર્ગનો પહેલો તથા બીજો વર્ણ ક, ખ્, પ્, ફ્. ઈ૦) અઘોષ અને બાકીના ત્રણે સઘોષ હોય છે.

અનુનાસિક ધ્વનિ પણ દરેક વર્ગનો નિશ્ચિત કરવામાં આવ્યો છે અને એ છેલ્લો પાંચમો મુકાય છે : ઙ્, ન્, મ્, ઈ૦

સ્થાન અનુસાર પણ વ્યંજનોની વ્યવસ્થા બરાબર કરીને એનું એ પ્રમાણે વર્ગીકરણ કરવામાં આવ્યું છે. સ્થાનો પણ ક્રમબદ્ધ મૂકવામાં આવ્યાં છેઃ

| | |
|---|---|
| કંઠ્ય (Velar ) 'ક્' વર્ગ | દંત્ય Dental): 'ત્' વર્ગ |
| તાલવ્ય (Palatal) : 'ચ્' વર્ગ | ઓષ્ઠ્ય (Labial) : 'પ્' વર્ગ |
| મૂર્ધન્ય (Retroflex) : 'ટ્' વર્ગ | |

આ સ્ફોટ અથવા સ્પર્શ વ્યંજનો ગણાય છે. એ સિવાયના વિવિધ સ્થાન-પ્રયત્નવાળા ગુજરાતી વ્યંજનોનો ઉલ્લેખ અગાઉના પ્રકરણમાં કરી દેવામાં આવ્યો છે.

આપણે 'ક્' વર્ગને 'કંઠ્ય' ગણ્યો છે, પરંતુ વસ્તુતઃ અર્વાચીન ગુજરાતીમાં એ કોમલ તાલુમાંથી ઉચ્ચારાય છે.

સંસ્કૃતમાં ચ્, છ્, જ્, ઝ્ શુદ્ધ 'તાલવ્ય' સ્પર્શ ધ્વનિઓ હતા; આજે ગુજરાતીમાં એ સ્પર્શ-સંઘર્ષી બની ગયા છે. તાલવ્ય

'શ્' પણ આ જ વર્ગનો છે. આ ધ્વનિઓ ઉચ્ચારતાં જીભ કઠોર તાલુને નહિ, પરંતુ વર્ત્સ્ય પ્રદેશને અડે છે અને શ્વાસનો સંઘર્ષ કઠોર તાલુ સાથે થાય છે.

'મૂર્ધન્ય' ધ્વનિઓ ('ટ્' વર્ગના) આદિમ ભારતીય-યુરોપીય ભાષામાં નહોતા, ભારતીય ભાષાઓમાં એ દ્રવિડીના સંપર્કથી આવ્યા હોવાનું મનાય છે. આ ધ્વનિઓ ઉચ્ચારતાં જીભનું ટેરવું વળીને પાછળ ઉપર કઠોર તાલુને સ્પર્શે છે. માટે જ એને Retroflex ધ્વનિઓ કહેવામાં આવે છે.

'પ્' 'ફ્' 'બ્' 'ભ્' ધ્વનિઓ ઉચ્ચારતાં બંને હોઠ પરસ્પરને સ્પર્શે છે માટે એને 'દ્વયોષ્ઠ્ય' પણ કહેવામાં આવે છે. જ્યારે નીચેનો હોઠ ઉપલા દાંતને સ્પર્શે ત્યારે 'દંત્યૌષ્ઠ' ધ્વનિઓ ઉદ્ભવે છે. ઉ.ત. 'વ્', અંગ્રેજી 'ફ્'

ડચકારા જેવા (click) ધ્વનિઓનો ઉપયોગ ગુજરાતીમાં માત્ર અમુક ભાવ કે ભાવાતિરેક દર્શાવવા માટે થાય છે. ઉ.ત. સહાનુભૂતિ કે અણગમો દર્શાવવા માટે (ચ્..ચ્...ચ્...જેવો) ડચકારો કરવામાં આવે છે. એ આપણો સ્વતંત્ર ધ્વનિગ્રામ નથી. આવા ધ્વનિઓ આપણી ભાષામાં 'Marginal' (અર્ધસૂચક) ધ્વનિ, કહેવાય, પરંતુ આફ્રિકાની કેટલીક ભાષાઓમાં એ રીતસરનો ધ્વનિગ્રામ બની રહે છે.

ડૉ. ટી. એન. દવેના મત અનુસાર ગુજરાતીમાં કુલ ૪૧ વ્યંજનો છે.



: ૬ :

# ધ્વનિપરિવર્તન અને ભાષાનો વિકાસ

ભાષા સતત પરિવર્તનશીલ વસ્તુ છે. પરંતુ વૃક્ષના ઊગવાની કે બાળકના ઊછરવાની પ્રક્રિયા આદિ અનેક પ્રાકૃતિક પ્રક્રિયાઓ જેવી જ એ ક્રિયા અત્યંત ધીમી હોવાથી એમાં રોજબરોજ થતું પરિવર્તન પકડી શકાતું નથી. જો કે એ વૃક્ષના ઊગવા કે બાળકના ઊછરવા જેવી નિયમિત કે કુદરતી પ્રક્રિયા નથી. ભાષાના પરિવર્તનમાં અનેક પરિબળો કામ કરતાં હોઈ, એની ગતિ તથા રીતિ અનિયમિત–અનિશ્ચિત હોય છે. વળી, ભાષા કાળની અપેક્ષાએ જોઈએ તો સુસ્થિર અથવા સુસ્ત વ્યવસ્થા છે. કોઈ પણ ભાષાસમાજ ગમે તેટલો પ્રગતિશીલ માનસવાળો હોય તો પણ સ્વેચ્છાએ ભાષા બદલવા તૈયાર નહીં થાય. બીજી ઘણી બાબતો કરતાંય કદાચ ભાષા બાબતમાં માનવી ઘણો જ રૂઢિચુસ્ત છે. બીજા શબ્દોમાં કહીએ તો ભાષા બદલવાની ઇચ્છાથી ક્યારેય બદલાતી નથી અથવા ભાગ્યે જ બદલાય છે અને છતાં તેના પોતાના આંતરિક ધ્વનિનિયમો અનુસાર તે સતત જ બદલાતી રહે છે. આ પરિવર્તન આપણને ૫૦–૧૦૦ વર્ષના ગાળા પછી એક જ ભાષાનું જૂનું-નવું સ્વરૂપ સરખાવીએ ત્યારે જ સમજાય. આ સિવાય બાહ્ય કારણોથી પણ ભાષા બદલાય ત્યારે એ પરિવર્તન ઝડપી પણ હોય.

પરંતુ ભાષાની આ પરિવર્તનશીલતા ઘણી જ મહત્ત્વની વસ્તુ છે. આજે દુનિયાની અનેક ભાષાઓ મૂળ કોઈ એક જ ભાષામાંથી ઊતરી આવેલી હોય છે ( ઉ. ત. આર્યકુળની ભાષાઓ )

એ પરિવર્તનશીલતાને જ આભારી છે. ભાષાનું આ પરિવર્તન નથી તો એની ચઢતી કે નથી તો એની પડતી. બદલાયલા ઉચ્ચારને આપણે 'અપભ્રંશ' કહીએ છીએ એ ખરું જોતાં ખોટા ખ્યાલનું જ પરિણામ છે વસ્તુતઃ પ્રત્યેક ઉચ્ચાર બદલાતો જ રહે છે અને બદલાવાનો જ. એથી એની અર્થદ્યોતક શક્તિ વધે કે ઘટે એમ ખરી. શબ્દોની ચડતીપડતી અવશ્ય થાય; પરંતુ ભાષાને શુદ્ધ ભાષાકીય દૃષ્ટિએ મૂલવતાં એની કોઈ ચડતીપડતી ગણી શકાય નહીં. બીજી દૃષ્ટિએ ભાષાઓ—બોલીઓની ચડતીપડતી જરૂર થાય છે, પરંતુ એ વિશે હવે પછી.

તો હવે ભાષાના બંધારણમાં અને માનવીના ધ્વનિયંત્રમાં અંતર્ગત રહેલાં જે કારણોને લીધે ભાષા બદલાતી રહે છે એ કારણો પહેલાં તપાસીએ :

બાળક મોટેરાં પાસેથી સાંભળીને, એના ઉચ્ચારણનું અનુકરણ કરીને ભાષા શીખે છે. આમ સાંભળીને અનુકરણ કરવા છતાં બાળક મોટેરાં જેવું જ ઉચ્ચારણ કરવા ભાગ્યે જ શક્તિમાન થાય છે. ધ્વનિનું ઉચ્ચારણ સ્થાન અને પ્રયત્ન ઉપર આધાર રાખે છે. એ આપણે જોયું. ઉ. ત. 'ટ' અને 'ત' વચ્ચે મુખ્ય ભેદ એ છે કે 'ટ' ના ઉચ્ચારણ વખતે જીભ મૂર્ધાને (દાંતનાં મૂળ અને તાળવા વચ્ચેનો ભાગ) અડે છે, જ્યારે 'ત' ના ઉચ્ચારણમાં દાંતને અડે છે. જ્યારે 'ત' અને 'થ' વચ્ચે ભેદ એ છે કે 'ત' ના ઉચ્ચારણ કરતાં 'થ' ના ઉચ્ચારણમાં શ્વાસ થોડો વધુ કાઢવામાં આવે છે (મહાપ્રાણ). સુરત જિલ્લાની કેટલીક કોમો 'ત' ને બદલે હમેશાં 'ટ' બોલશે, જ્યારે દક્ષિણ ભારતના નિવાસીઓ 'ત' ને બદલે હંમેશ 'થ' બોલશે. મનુષ્ય ઉચ્ચારણ સ્વાભાવિકપણે જ કરે છે; એને માટે વિચારપૂર્વકની ચોકસાઈ ધરાવતો નથી; પરિણામે ઉચ્ચાર વખતે વ્યક્તિ દીઠ સ્થાન-પ્રયત્ન બદલાતાં જ રહે છે અને ઉચ્ચારમાં

સતત ફરક પડતો જ રહે છે. એ જ રીતે ભાષામાં આવતા ધ્વનિઓના શબ્દગત સ્થાન પ્રમાણે પણ ઉચ્ચારણમાં ફરક પડી જાય છે. ઉ. ત. 'કાકી' શબ્દમાં પહેલા ને બીજા બન્ને ધ્વનિને આપણે તો 'ક' જ કહીશું, પરંતુ જો શ્રવણયંત્ર એટલું સૂક્ષ્મ હોય તો બંને વચ્ચે અચૂક ફરક સમજાય જ. આગળ જોઈ ગયા તેમ ધ્વનિઓ અનંત છે, વ્યક્તિએ વ્યક્તિએ પણ જુદા જુદા ધ્વનિઓનું જુદું જુદું જ ઉચ્ચારણ થાય છે એટલું જ નહિ, પરંતુ એક જ વ્યક્તિએ થોડી વાર પહેલાં 'ક' નું જેવું ઉચ્ચારણ કર્યું હોય બરાબર તેવું જ ઉચ્ચારણ તે બીજી વાર નહિ કરી શકે; કારણ કે માણસ ઉચ્ચારણ કરતી વખતે વિચારપૂર્વક સ્થાન-પ્રયત્નનું નિયમન કરતો જ નથી. આ કારણો ભાષાની સતત પરિવર્તનશીલતા માટે મુખ્યત્વે જવાબદાર છે. આ પરિવર્તન બાબતમાં એક વસ્તુ ખાસ ધ્યાનમાં રાખવાની કે (અમુક એક ભાષાસમૂહમાં અમુક પરિવર્તન અમુક કાળે, સર્વત્ર એકસરખું જ થાય છે) આનું કારણ અગમ્ય હોવા છતાંય એ પ્રક્રિયા અનિવાર્યતામાથી જ ઉદ્ભવે છે એટલું તો ચોક્કસ જ. જ્યાં સુધી અમુક ભાષાસમૂહ વચ્ચે વ્યવહાર ચાલુ હોય ત્યાં સુધી એની એક જ ભાષા હોવી અનિવાર્ય છે, નહિ તો અર્થોના જબરજસ્ત ગોટાળા થાય ને ભાષાનો હેતુ જ માર્યો જાય. આથી જ્યારે સુરતી પ્રજાના એક મોટા સમૂહે 'ત' ને બદલે 'ટ' બોલવાનું સ્વીકાર્યું ત્યારે જ, તે પરિવર્તન લગભગ આખા સમૂહે પ્રત્યેક શબ્દમાં આવતા 'ત' બાબતમાં સ્વીકારી લીધું, પરિણામે સુરતીમાં 'ત' નો 'ટ' થઈ ગયો. આમાં કોઈ કોઈને કશી ફરજ નથી પાડતું, છતાં સર્વસંમતિથી આવા ફેરફારો સ્વીકારાતા જાય છે, રૂઢ થતા જાય છે ને પાછા બદલાતા પણ જાય છે એય ભાષા વ્યાપારનાં અનેક આશ્ચર્યોમાંનું જ એક આશ્ચર્ય છે.

ભાષા પરિવર્તનશીલ છે, છતાં એમાં સાતત્ય છે. વળી ભાષા

આમ ' સ્ખલનો ' ભાષાના પરિવર્તનમાં મહત્ત્વનો ભાગ ભજવે છે એ આપણે આગળ જોઈશું.

હવે 'સ્થળ અને કાળની મર્યાદા'નું ઉદાહરણ જોઈએ દસમી સદીમા ઉત્તર ગુજરાતમા 'ભલ્લ' શબ્દનો પ્રયોગ છે (સરખાવો · ભલ્લા હુઆ જુ મારિયા બહિણી મહારા કંતુ–'સિદ્ધહેમગત અપભ્રંશ વ્યાકરણ' · સૂ ૩૫૧), જો માનો કે ૧૫મી સદીના અરસામા ' ભલુ ' થઈ ગયો તો એમાથી એવો નિયમ તારવી શકાય કે અપભ્રંશનો બેવડો ' લ્લ ' ગુજ૰ મા એકવડો ' લ ' થયો એથી ઊલટુ એમ પણ કહી શકાય કે અત્યારે જે એકવડા ' ળ ' વાળા શબ્દો છે તે દસમી સદીમા બેવડા ' લ્લ ' વાળા હોવા જોઈએ એ વખતે ઉત્તર ગુજરાતમા આવો ધ્વનિપ્રયોગ હશે એટલુ જ કહી શકાય એથી વિશેષ કાંઈ જ નહીં. દક્ષિણ ગુજરાતમા તે કાળે તેવો પ્રયોગ ન પણ હોય કે અગિયારમી સદીમા પણ એવો જ પ્રયોગ થતો હશે એમ પણ ન કહી શકાય. પરતુ એટલુ તો ચોક્કસ જ કહી શકાય કે આજની ઉ ગુજરાતની ગુજરાતી ભાષામાં જો કોઈ બેવડા 'લ્લ ' વાળો શબ્દ હોય તો તેને દસમી સદીનો આ નિયમ લાગુ નથી પડ્યો, અર્થાત્ એ શબ્દ જ દસમી સદીમા ઉ ગુજરાતની ભાષામા નહી હોય, પરભાષાનો પાછળથી પ્રવેશ્યો હશે

ધ્વનિપરિવર્તન વ્યવસ્થિત જ હોય છે અને એ લાબા ગાળા ઉપર પથરાયલી પ્રવૃત્તિના પરિણામ રૂપ હોય છે પરતુ અમુક ભાષા-સમૂહ અમુક જ ધ્વનિ કેમ પસદ કરે છે અને અમુકને કેમ પડતો મૂકે છે એનું કોઈ જ કારણ પકડી શકાયું નથી. (ઘણી અટકળો કરવામા આવી છે ને ઘણા સિદ્ધાતો શોધવામાં આવ્યા છે, પરતુ એમાનું કશું જ સપૂર્ણ, અતિમ સત્ય તરીકે સ્વીકારી શકાતું નથી. એ અટકળો હવે પછી જોઈશુ.)

કેટલાંક ધ્વનિવર્ણો પરિવર્તનની દશામાં હોય છે ત્યારે મેં

પરિવર્તનનો કોઈ હેતુ જ નથી હોતો. કોઈ હેતુ કે કોઈ વ્યક્તિના શોખ તરીકે ભાષામાં પરિવર્તન લાવી શકાતું જ નથી. જેમ શબ્દ બદલી શકાતો નથી તેમ ધ્વનિ કે ધ્વનિગ્રામ પણ કોઈની ઇચ્છાથી બદલી શકાતો નથી. ધ્વનિપરિવર્તન હેતુ વગર, અભાનપણે જ થાય છે. આમ છતા, ધ્વનિપરિવર્તન ભાષાનો મહત્ત્વનો, વ્યવસ્થિત, અબાધિત અને સાર્વત્રિક સિદ્ધાંત છે. તેની મર્યાદા એ છે કે અમુક પરિવર્તન અમુક સ્થળ (ભાષાસમૂહનો પ્રદેશ) તથા અમુક કાળ પૂરતુ જ મર્યાદિત હોય છે, એના ઉપરથી કોઈ સર્વકાલીન સિદ્ધાંત તારવી શકાય નહીં. ધ્વનિપરિવર્તન નિયમિત હોય છે, છતાં એના નિયમો અત્યારની અને ભૂતકાળની ભાષાના અભ્યાસ દ્વારા નિરીક્ષણથી જ નક્કી થયેલા હોય છે. (Phonetic laws are empirical-સ્તુત્ય) ભવિષ્યમા પણ ધ્વનિઓ એ જ નિયમાનુસાર બદલાશે એમ કહી શકાય નહીં. ભાષા કશા જ કારણ વગર બદલાય છે અથવા તો એનું એક માત્ર કારણ (જે છે તો મૂળમાં અકારણ જ) બ્લૂમફીલ્ડ કહે છે તેમ, "Gradual favouring of some non-distinctive (i.e. meaningless) variants (i.e. allophones) and the disfavouring of others." આમાં 'Gradual' (ધીમે ધીમે) શબ્દ મહત્ત્વનો છે. અમુક ખોટા ઉચ્ચારનો પ્રયોગ તાત્કાલિક તો ભૂલ માનીને સુધરાવી લેવાનો જ પ્રયત્ન થાય. ઉ. ત. બાળક 'ળ' ને બદલે 'લ' બોલતું હોય તો માબાપ એને 'ળ' શીખવવાનો જ પ્રયત્ન કરે અને બાળકના ધ્વનિતંત્રમાં કશી ખોડ ન હોય તો એ થોડા વખતમાં 'ળ' શીખી પણ જાય.

ત્યાં ઘણી વાર એવું બને કે અમુક વ્યક્તિ 'ક' ને બદલે 'ગ' ઉચ્ચાર કરે તોય અર્થબોધ થાય. લોકો આ ઉચ્ચારણને ચલાવી લે એટલું જ નહીં, પરંતુ અનુસરવા પણ પ્રેરાય. ધીમે ધીમે અમુક ભાષાસમૂહ પૂરતો એ ફેરફાર સ્વીકૃત બની જાય. સંસ્કૃત સ્વરાન્તર્ગત 'ક' એ જ રીતે ગુજરાતીમાં 'ગ' થઈ ગયો છે: પ્રકટ>પ્રગટ.

આમ 'સ્ખલનો' ભાષાના પરિવર્તનમાં મહત્ત્વનો ભાગ ભજવે છે એ આપણે આગળ જોઈશું.

હવે 'સ્થળ અને કાળની મર્યાદા'નું ઉદાહરણ જોઈએ: દસમી સદીમાં ઉત્તર ગુજરાતમાં 'ભલ્લ' શબ્દનો પ્રયોગ છે (સરખાવો: ભલ્લા હુઆ જુ મારિયા બહિણી મહારા કંતુ–'સિદ્ધહેમગત અપભ્રંશ વ્યાકરણ' સૂ. ૩૫૧), જો માનો કે ૧૫મી સદીના અરસામાં 'ભલુ' થઈ ગયો તો એમાંથી એવો નિયમ તારવી શકાય કે અપભ્રંશનો બેવડો 'લ્લ' ગુજ૦ માં એકવડો 'લ' થયો. એથી ઊલટું એમ પણ કહી શકાય કે અત્યારે જે એકવડા 'લ' વાળા શબ્દો છે તે દસમી સદીમાં બેવડા 'લ્લ' વાળા હોવા જોઈએ. એ વખતે ઉત્તર ગુજરાતમાં આવો ધ્વનિપ્રયોગ હશે એટલું જ કહી શકાય એથી વિશેષ કાંઈ જ નહીં. દક્ષિણ ગુજરાતમાં તે કાળે તેવો પ્રયોગ ન પણ હોય કે અગિયારમી સદીમાં પણ એવો જ પ્રયોગ થતો હશે એમ પણ ન કહી શકાય. પરંતુ એટલું તો ચોક્કસ જ કહી શકાય કે આજની ઉ. ગુજરાતની ગુજરાતી ભાષામાં જો કોઈ બેવડા 'લ્લ' વાળો શબ્દ હોય તો તેને દસમી સદીનો આ નિયમ લાગુ નથી પડ્યો, અર્થાત્ એ શબ્દ જ દસમી સદીમાં ઉ. ગુજરાતની ભાષામાં નહીં હોય, પરભાષાનો પાછળથી પ્રવેશેલો હશે.

ધ્વનિપરિવર્તન વ્યવસ્થિત જ હોય છે અને એ લાંબા ગાળા ઉપર પથરાયલી પ્રવૃત્તિના પરિણામ રૂપ હોય છે. પરંતુ અમુક ભાષા-સમૂહ અમુક જ ધ્વનિ કેમ પસંદ કરે છે અને અમુકને કેમ પડતો મૂકે છે એનું કોઈ જ કારણ પકડી શકાયું નથી. (ઘણી અટકળો કરવામાં આવી છે ને ઘણા સિદ્ધાંતો શોધવામાં આવ્યા છે, પરંતુ એમાંનું કશું જ સંપૂર્ણ, અંતિમ સત્ય તરીકે સ્વીકારી શકાતું નથી. એ અટકળો હવે પછી જોઈશું.)

કેટલાક ધ્વનિવર્ણો પરિવર્તનની દશામાં હોય છે ત્યારે એ

વલણો વચ્ચેની સાદમારી પણ જોવા મળે છે. આવી સાદમારી ઝડપી પરિવર્તનોમાં વિશેષ દેખાય છે. આમાં ફેશન જેવી વૃત્તિઓ પણ કામ કરતી હોય છે: ઉ. ત. ગુજ.માં 'સાઠ' ને બદલે 'સાંઠ' બોલવાના કે 'મ્હારું'>'મારું' જેવા શબ્દોમાંથી 'હ' શ્રુતિ કાઢી નાખવાના પરિવર્તનની સાદમારી દેખાય છે, અર્થાત્ બંને પ્રયોગો પ્રચલિત છે. ફેશન અનુસ્વારના પ્રક્ષેપ તથા 'હ' શ્રુતિના ત્યાગની દિશામાં કામ કરી રહી છે.

રાજકીય તથા સાંસ્કૃતિક કારણોસર ફેશનો પણ બદલાતી રહે છે ફેશનો બાબતમાં ખાસ નોંધપાત્ર હકીકત એ છે કે આવાં પરિવર્તનો લોકો સભાનપણે કરે છે. ફેશન પ્રચલિત બનવાનું મુખ્ય કારણ શિષ્ટ ભાષા, શહેરની ભાષા કે છપાયલી ભાષા અનુસરવાથી વ્યક્તિ સંસ્કારી ગણાય એવો ખ્યાલ છે. (એક દાખલો નોંધવા જેવો છે: ચરોતરી વગેરેમાં 'ઘરડું'ને બદલે 'ઘૈડું' જેવા પ્રયોગો થાય છે. શિષ્ટ શબ્દ 'ઘરડું' છે એમ જાણ્યા પછી બોલનાર આને મળતા બધા જ શબ્દો શિષ્ટ ઉચ્ચાર અનુસાર બોલવા મથશે. એમાં 'પૈડું' જેવા શુદ્ધ શબ્દનો પણ 'પરડું' એવો અશુદ્ધ પ્રયોગ કરશે. ધીમે ધીમે આવાં સ્ખલનો કાયમી સ્વરૂપ પણ પકડે છે અને ભાષા વિકાસનાં પરિબળ બને છે તે આપણે 'સ્ખલનો' વિભાગમાં જોઈશું.)

હવે ધ્વનિપરિવર્તનનાં કારણ દર્શાવતા કેટલાક સિદ્ધાંતો જોઈએ:
(૧) અમુક ભાષાસમૂહ એની શરીર રચનાની ભિન્નતા, ભૌગોલિક વિભિન્નતા કે માનસિક અવસ્થાભેદ અનુસાર અમુક ધ્વનિઓની પસંદગી કરે છે એમ કહેવાયું છે. ઉ.ત. ખડતલ શરીરવાળા માણસો દુષ્કર ધ્વનિઓનું ઉચ્ચારણ કરે તેવું ઉચ્ચારણ દુબળા શરીરવાળા માણસો ન કરે; જેમ કે ઉત્તર હિંદુસ્તાનના માણસો "ફૌલાદ" બોલે તેનું દુબળા ગુજરાતીઓએ 'પોલાદ' કરી નાખ્યું. ઠંડા પ્રદેશના લોકો મોં ઓછું ઉઘાડવા ઇચ્છે એટલે ઉચ્ચારમાં ભેદ પડે.

એવો એક (હાસ્યાસ્પદ!) મત પણ પ્રચલિત છે. માનસિક પ્રકૃતિ અનુસાર ભાષાના ઉચ્ચારણમાં ફેર પડે (ઉ. ત. પંજાબી 'ભાષાના ચડકારવાળા ઉચ્ચારો, 'ગડ્ડી' જેવા, ખડતલ પ્રકૃતિ દર્શાવે છે જ્યારે એનો 'ગાડી' જેવો નરમ ઉચ્ચાર ગુજરાતીઓની શાંતિપ્રિય, આળસુ પ્રકૃતિ દર્શાવે છે.) એવો પણ એક મત છે. પરંતુ આ બધા જ મતો બધા ધ્વનિઓને નહિ, ફક્ત ગણ્યાગાંઠ્યા ધ્વનિઓને જ લાગુ પડે છે અને કેટલાક ધ્વનિઓ બાબતમાં એથી ઊલટું વલણ પણ જોવા મળે છે માટે આવા સિદ્ધાંતો અસ્વીકાર્ય બને છે. ઉ.ત. એ જ નરમ, દુબળા ગુજરાતીઓ 'પ્ર' જેવા સંયુક્તાક્ષરનો ઉચ્ચાર કરે છે– 'પ્રકાશ', જ્યારે ખડતલ ગણાતા પંજાબીઓ એને છૂટો કરીને બોલે છે–' પરકાશ. '

પ્રયત્નલાઘવ : આમ છતાંય, ઓછા શ્રમથી વધુ કાર્ય સિદ્ધ કરી લેવાની વૃત્તિ માણસ માત્રની તમામ પ્રવૃત્તિઓમાં સ્પષ્ટ સમજાય છે. અનેકાનેક શોધો દ્વારા માણસે પોતાને જીવવા માટે પડતો શ્રમ બચાવવાના પ્રયાસો કર્યો છે. બોલવાના શ્રમ બાબતમાં પણ આ વૃત્તિ કામ કરે જ છે. વધુમાં વધુ બોલકણા માણસોને પણ ઘણી વાર બોલવાનો શ્રમ બચાવવાનું મન થાય જ છે. આપણે હકાર માટે માથું ઝુકાવીને કામ ચલાવી લઈએ છીએ; કે સંખ્યા માત્ર આંગળાંથી બતાવી દઈએ છીએ એ બોલવાનો શ્રમ બચાવવાની વૃત્તિનું જ પરિણામ છે. એનો સારામાં સારો દાખલો નામો ટૂંકાં કરી નાખવાની પ્રક્રિયા છે. નાના બાળકોનાં નામ માબાપો હમેશાં ટૂંકાં કરીને જ પ્રયોજે છે, નાનાલાલ > નાનુ. જોકે એમાં એક પ્રકારનું 'વહાલ' જેવું મનોવૈજ્ઞાનિક બળ પણ કામ કરે છે; જેમ મોટા માણસો માટે માનાર્થ બહુવચન વપરાય છે એનાથી ઊલટું. અંગ્રેજીમાં તો બહુ જ વ્યવસ્થિત રીતે પ્રથમાક્ષર લઈને નામો ટૂંકાં કરવામાં આવે છે. U.N.O. (United Nations' Organisa-

tion), P. M. (Prime Minister) આ ઉપરાંત ' એક્ઝામ ' (Examination), ' બાઈક ' (Bicycle) જેવાં ટૂંકાં રૂપ પણ બનાવવામાં આવે છે. ગુજરાતીમાં ' સુદ ' અને ' વદ ' એવાં જ ટૂંકાં રૂપો છે, જેનું મૂળેય આપણામાંના બહુ થોડા જાણતા હોય છે. શુક્લ દિન > સુદ, બહુલ દિન > બદ > વદ. આ ઉપરાંત, ' સુવર્ણકાર 'નું ' સોની ' ' અરણ્ય 'નું 'રાન' કે ' કૃષ્ણ 'નું ' કરસન' જેવાં સરલીકૃત રૂપો પણ પ્રયત્નલાઘવનું જ પરિણામ છે.

પરંતુ આ સિવાય પણ ધ્વનિપરિવર્તનનું એક કારણ એનું શબ્દમાં આવેલું વિશિષ્ટ સ્થાન પણ છે. શબ્દ કે વાક્યમાં જ્યારે અમુક અમુક ધ્વનિઓ સાથે સાથે આવે ત્યારે એ ધ્વનિઓના સામ્ય યા વૈષમ્યને કારણે બોલનાર બોલવામાં કંઈક મુશ્કેલી અનુભવે છે અને એથી કોઈ ને કોઈ ધ્વનિ બદલી નાખે છે યા પડતો મૂકે છે. એ એક પ્રકારનું પ્રયત્નલાઘવ જ છે. અને આમ તો એ વાણીનાં ' સ્ખલનો ' જ ગણાય, પરંતુ ભાષાના પરિવર્તનમાં એ મહત્ત્વનો ભાગ ભજવે છે.

સ્ખલનો (Spoonerisms) :

આવાં સ્ખલનોના બે ભાગ છે :

સારૂપ્ય (Assimilation) અને વૈરૂપ્ય (Dissimilation)

સારૂપ્ય : કોઈ પણ ધ્વનિગ્રામ કે ધ્વનિગ્રામસમૂહ એના પછી આવતા ધ્વનિગ્રામો સાથે એકરૂપ થઈ જાય એને ' સારૂપ્ય ' ની ક્રિયા કહેવામાં આવે છે.

સં. અગ્નિ >પ્રા. અગ્ગિ

સં. ચક્ર >પ્રા. ચક્ક

(શિ. ગુ.) ગાડલું >(સુરતી) ગાલ્લુ

„ ઘરડો > „ ઘડ્ડો

સં. સર્પ > સપ્પ

આ 'સારૂપ્ય' ના પણ બે પ્રકારો છે:

(૧) પૂર્વાપેક્ષા (Anticipation)

(૨) પરાપેક્ષા (Lag)

પૂર્વાપેક્ષા : પાછળથી આવનારો ધ્વનિ પહેલાં પણ બોલાઈ જાય : ફોટોગ્રાફ>ફોટોગ્રાફ, કગરવું, >કરગરવું, ક્ષીણે પુણ્યે> ક્ષીણ્યે પુણ્યે.

પરાપેક્ષા : આગળ આવતો ધ્વનિ પાછળથી પણ બોલાય : જોઈએ છે>જોઈએ છીએ, સિંગ્યા ફાંકા>સિંગ્યા ફાંક્યા.

ઉપરનાં ઉદાહરણો 'કેવળ પૂર્વાપેક્ષા' તથા 'કેવળ પરાપેક્ષા'નાં પણ ગણાય.

સાદેશ પૂર્વાપેક્ષા (Anticipation with substitution) : પાછળ આવનાર ધ્વનિ પહેલાં આવનાર કોઈ ધ્વનિને બદલે બોલાઈ જાય. આ પ્રકારનાં સ્ખલનોનું પ્રમાણ ભાષામાં સૌથી વધુ સાંભળવા મળે છે.

મહર્ષિ >મર્હિષિ, કાર્યક્રમ >ક્રાર્યક્રમ. 'આજ આકાશના મંડપે મેઘના ' ને બદલે ' આક આકાશના મંડપે મેઘના '

વ્યત્યય (Metathesis) : જ્યારે કોઈ પણ ધ્વનિના લોપ સાથે પૂર્વાપેક્ષા અને પરાપેક્ષા પ્રવર્તે ત્યારે ધ્વનિનો 'વ્યત્યય' થાય. એમાં ધ્વનિઓ પરસ્પર સ્થાન બદલી લે છે, આગળનો પાછળ ચાલ્યો જાય છે ને પાછળનો આગળ ચાલી આવે છે. આવાં સ્ખલનો પણ પુષ્કળ પ્રમાણમાં જોવા મળે છે :

સં. બિડાલિકા > ગુ. બિલાડી

આકર્ષક > આકષર્ક

સં. વારાણસી > બનારસ (અર્વાચીન)

તપેલી > પતેલી

પડદો > પદ્દો.

સધ્વનિલોપ (Haplology) : બે સમાન ધ્વનિઓ પાસે પાસે આવતાં એમાંથી એકનો લોપ થાય :

અગગત > અંગત, સળવળવું > સવળવું, બોલાવવું > બોલાવું (વિદ્યાર્થીઓ લખવામાં આવી પાર વગરની ભૂલો કરે છે : 'મને બોલાવો (બોલાવવો) જોઈએ.)

વૈરૂપ્ય (Dissimilation) : એક સરખા ધ્વનિઓ શબ્દમાં કે વાક્યમાં પાસે પાસે આવતા હોય ત્યારે એમાંથી એક ધ્વનિને બોલનાર બદલી નાખે. આનું કારણ એ છે કે એક સરખા ધ્વનિઓ પાસે પાસે આવતાં ઘણી વાર બોલવામાં મુશ્કેલી અનુભવાય છે.

ગજાનન > ગજાનંદ, તડફડે > તરફડે > તફડે, બટાટા > બટાકા, સં. પકવ > પ્રા. પિક્ક, સં. મુકુટ > પ્રા. મઉડ.

વૈરૂપ્યજનિત સ્ખલનોનું પ્રમાણ અર્વાચીન બોલચાલમાં ખૂબ જ ઓછું છે, જ્યારે એની અપેક્ષાએ ઐતિહાસિક ભાષા-વિકાસમાં એનું પ્રમાણ ખૂબ જ વધારે દેખાય છે એય એક આશ્ચર્યજનક હકીકત છે.

વર્ણાગમ (Prothesis) : પ્રારંભમાં જ સંયુક્તાક્ષર હોય ત્યારે તે શબ્દ ઉચ્ચારતાં મુશ્કેલી અનુભવાય તો આગળ કોઈ સ્વર ઉમેરી લઈ ને એની સહાયથી એનું ઉચ્ચારણ સરળ બનાવવામાં આવે છે. હિન્દીમાં 'સ્' સાથેનો સંયુક્તાક્ષર આવ્યો હોય ત્યારે અચૂક 'ઇ' ઉમેરીને બોલવામાં આવે છે : સ્રી > ઇસ્રી, સ્ટેશન > ઇસ્ટેશન, સ્કૂલ > ઇસ્કૂલ વ૦

સ્વરભક્તિ (Anaptyxis) : કઠિન સંયુક્તાક્ષરો ઉચ્ચારવાની

મુશ્કેલી ટાળવા માટે કોઈ સ્વર ઉમેરીને સંયુક્તાક્ષરોને અલગ અલગ કરી નાખવામાં આવે. સંસ્કૃતમાંથી ઊતરી આવેલી ભાષાઓમાં આ વ્યાપાર મોટા પાયા ઉપર જોવા મળે છે: સં. ક્લિન્ન > પ્રા. કિલિન્ન, સં. શ્રી > પ્રા. સિરિ સં. ધર્મ > ગુ. ધરમ, સં. તીર્થ > ગુ. તીરથ, સં. પ્રકાશ > હિં. પરકાશ.

વ્યંજનપ્રક્ષેપ : ક્વચિત્ સ્વરને બદલે વ્યંજન ઉમેરવામાં આવે છે. 'વ્યાસ'નું અપભ્રંશમાં 'વાસુ' થયાનું હેમચંદ્રાચાર્યે નોંધ્યું છે.

ગુજ. માં શાપ > થાપ, વાનર > વાંદરું. પર્ણમ્ > પાંદડું, રુક્મિણી > રુક્ષ્માણી. આવાં ઘણાં ઉદાહરણોમાં સરળ ઉચ્ચારથી જાણે કે સંતોષ ન થતો હોય તેમ એને બોલનાર જરા જોર પડે એવું બનાવીને ઉચ્ચારે છે. આવો પ્રયત્નલાઘવથી ઊલટો વ્યાપાર પણ જોવામાં આવે છે.

સાદૃશ્ય (Analogy) : અગાઉ જેને 'સામ્યાભાસ' કે 'સાદૃશ્યાભાસ' તરીકે ગણાવી, ખોટા સામ્યના પરિણામરૂપ ભૂલ તરીકે ઓળખાવવામાં આવતી તે પ્રક્રિયાનું મહત્ત્વ આજે ભાષાની રૂપવિષયક કે અર્થવિષયક ઉત્ક્રાંતિમાં સ્વીકારાયું છે. આ પ્રક્રિયા સમજાવતાં ધ્વનિનિયમોને વશ નહીં થતાં એવાં કેટલાંક અપવાદરૂપ મનાતાં પરિવર્તનોનું કારણ હવે સમજી શકાય છે. આમ સાદૃશ્યનો સિદ્ધાંત ભાષાવિકાસ અને ધ્વનિપરિવર્તનની દૃષ્ટિએ એક અગત્યનો સિદ્ધાંત છે.

બાળક એક એક શબ્દ છૂટો લઈને ભાષા શીખતું નથી, પણ વ્યાકરણનાં રૂપોમાં રહેલું સાદૃશ્ય તત્ત્વ એને મદદ કરે છે. આ જ બળને વશ થઈને બાળકો કે બીજી ભાષા બોલનારા ભૂલો પણ કરે છે :

'ઘોડો મારી મૂક્યો' એ ઉપરથી સાઈકલ કે મોટર શોધાતાં 'સાઈકલ મારી મૂકી' કે 'મોટર મારી મૂકી' જેવો પ્રયોગ થાય; બાકી સાઈકલ કે મોટરને હકીકતે 'મારવાનું' હોતું નથી.

વ્યાકરણ શીખવામાં બાળકો તથા બીજી ભાષાના માણસોને સાદૃશ્ય બળ ખૂબ જ મદદ કરે છે. મારી જ બેબીને દાખલો આપું તો, એ નાનપણમાં ચકલાચકલીની વાર્તા સાંભળીને પછી આ પ્રમાણે કહી સંભળાવતી હતી.

"એક ચકલો હતો; એક ચકલી હતી.
ચકલો ચોખાનો દાણો લાવ્યો;
ચકલી દાળની દાણી લાવી.

નારી જાતિનાં રૂપોમાં 'ઈ' લગાડાય એ વ્યાકરણગત નિયમ બાળકે કેવળ સાદૃશ્યબળે જ વાપરવાનો પ્રયાસ કર્યો. 'મા ક્યાં ગઈ?' 'પપ્પા ક્યાં ગયા?' જેવા પ્રયાગો શીખ્યા પછી બાળક પોતાની મેળે જ 'પેન્સીલ ક્યાં ગઈ?', 'મોટાભાઈ ક્યાં ગયા?', 'અંધારું ક્યાં ગયું?' 'દુઃખ ક્યાં ગયું?' જેવા પ્રયોગ કરતું થશે.

સાદૃશ્યબળ અને ધ્વનિનિયમો વચ્ચે સંઘર્ષ ચાલે છે. ધ્વનિનિયમો એકધારા પ્રવર્તતા હોવાથી ભાષાના વિકાસ સાથે રૂપાખ્યાનોમાં આવતી અવ્યવસ્થા સાદૃશ્યબળ દૂર કરતું જાય છે એથી સંસ્કૃત ભાષાની અપેક્ષાએ અર્વાચીન ભારતીય ભાષાઓ સંકુલ થવાને બદલે સરળ બની છે.

સંગદોષ (Contamination) : એક સાથે મગજમાં બે વિચાર સ્ફુરે અને પછી બે વચ્ચે પસંદગી કરવામાં ગોટાળો થઈ જાય ત્યારે ભેળસેળથી ઉદ્ભવ તૃતીયમ્ શબ્દ બોલાઈ જાય છે.

**ફરીથી + ફરી વાર > ફરીથી વાર**
**મદોન્મત્ત + મદમસ્ત > મદોમસ્ત**

આવા શબ્દોને 'સંકર' (blends) પણ કહે છે. વાકયોનું પણ આવું સંકર-મિશ્રણ થઈ જાય છે.

લૌકિક વ્યુત્પત્તિ (Popular Etymology) : શબ્દના અમુક અમુક અંશો છૂટા પાડીને, એ શબ્દમાથી કોઈ વિશિષ્ટ અર્થ તારવવાથી તેમ કરનારને એક પ્રકારનો આનંદ આવે છે; અમુક પ્રકારની રમુજ થાય છે આ ક્રિયા હોય છે તો વ્યુત્પત્તિ જેવી જ, પરંતુ એ સાચી કે શાસ્ત્રીય વ્યુત્પત્તિ નથી હોતી, સમાન ધ્વનિવાળા શબ્દોનો આધાર લઈને ઉપજાવી કાઢેલી હોય છે. એ રમુજી અથવા ચોટદાર હોવાને કારણે લોકોમાં પ્રચલિત પણ બની જાય છે. સામાન્ય લોકને સાચી-ખોટી વ્યુત્પત્તિ સાથે કશી જ નિસબત નથી હોતી એથી તેઓ આવી વ્યુત્પત્તિની શાસ્ત્રીયતા જોવાને બદલે એનો આનંદ જ માણે છે. માટે એને 'લૌકિક વ્યુત્પત્તિ' કહે છે. ઉ. ત. 'ઘડી'માં 'આળ' ચઢાવે તે 'ઘડિયાળ', 'ના' 'ટકે' તે 'નાટક', 'મા' જેવી તે 'માશી', 'ઉરે' 'વશી' તે 'ઉર્વશી.'

પરંતુ ઘણી વાર કોઈ શબ્દનું મૂળ ન પ્રાપ્ત થતું હોય ત્યારે વ્યાકરણકારો પણ આવી વ્યુત્પતિનો આશ્રય લે છે અને એ રીતે નવા નવા શબ્દો પણ બને છે; પરિણામે આ વ્યાપાર પણ ભાષાનો વિકાસ સાધનારું બળ બની રહે છે એનું શ્રેષ્ઠ ઉદાહરણ સં. શબ્દ 'વિધવા' છે. મૂળ આ એક આખો શબ્દ જ હતો અને આદિમ આર્ય ભાષામાંથી ઊતરી આવ્યો છે. એમાંથી જ લેટિનમાં 'વિદુઆ' અને અંગ્રેજીમાં 'વીડો' શબ્દ બન્યા છે, જ્યારે સંસ્કૃતમાં 'વિધવા' શબ્દ બન્યો. લેટિન શબ્દ 'વિદુઆ'ની જેમ 'વિધવા' શબ્દ પણ એક જ છે, એના 'વિ + ધવા' એવા ભાગ શાસ્ત્રીય રીતે પડતા જ નથી. પરંતુ આ મૂળ વીસરાઈ જતાં, બીજા 'વિ' વાળા શબ્દોના સાદૃશ્યથી 'વિ+ ધવ' એવી વ્યુત્પત્તિ બનાવી કાઢવામાં આવી અને 'ધવ' શબ્દનો અર્થ 'પતિ' એવો ઠેરવી દેવામાં આવ્યો : "જેનો 'ધવ'

(પતિ) મરી ગયો છે (વિગત) એવી." 'ધવ'નો અર્થ આમ 'પતિ' કરી નાખવામાં આવતાં 'માધવ' શબ્દને પણ એ વ્યુત્પત્તિ લાગુ પાડવામાં આવી: 'મા + ધવ' એટલે કે 'મા'નો પતિ, વિષ્ણુ. આ ઉપરથી પછી 'મા'નો અર્થ પણ 'લક્ષ્મી' એવો કરી દેવામાં આવ્યો.

સંસ્કૃત વ્યાકરણકારોએ આવી અનેક વ્યુત્પત્તિઓ ગંભીરતાપૂર્વક આપી છે: ઉ.ત. 'દુહિતા' શબ્દ 'દુહ્' = દોહવું ધાતુ ઉપરથી 'દોહનારી' એવા અર્થમાં પ્રયોજાતો; કારણ કે પ્રાચીન આર્ય ગ્રામવ્યવસ્થામાં પુત્રીઓ ગાયો દોહવાનું કામ કરતી. પરંતુ પાછળથી એની 'દુર્હિતા' (હિતનો, માબાપના હિતનો નાશ કરનારી) અથવા તો 'દૂરે હિતા' જેને દૂર રાખવામાં જ માબાપનું હિત છે એવી વ્યુત્પત્તિ કરવામાં આવી. ગુજરાતીમાં 'નણંદ' > ન+નંદ (જે કદીય આનંદિત ન દેખાય એવી) કે 'જમાઈ' (જમ જેવા) એવી લૌકિક વ્યુત્પત્તિઓ પણ પ્રચલિત છે. 'ભત્રીજા' માટે 'ભય+ત્રીજો' એવી વ્યુત્પત્તિ પણ કરવામાં આવે છે.

'પહેલે દા'ડે પરોણો ને બીજે દા'ડે પઈ' એ કહેવતમાં આપણે 'પઈ' એટલે 'પાઈ જેવો' (કશી જ કિંમત વગરનો) એવો જ અર્થ કાઢીએ છીએ; પરંતુ વાસ્તવમાં 'પથિક'='વટેમાર્ગુ' શબ્દ આ કહેવતમાં મૂકવામાં આવ્યો છે, પથિક > પહિઅ > પઈઅ અર્થાત્ બીજે દિવસે રોકાય તે મહેમાન જેવો, માનીતો નહીં, પરંતુ રસ્તે જતા અજાણ્યા વટેમાર્ગુ જેવો, નજીવા આદરસત્કારને પાત્ર જ બની રહે છે.

: ૭ :

# ભાષા અને બોલીઓ

અગાઉના પ્રકરણમાં ધ્વનિપરિવર્તન અને ભાષાના વિકાસનો જે અબાધિત નિયમ આપણે જોયો, એ જ નિયમ બોલીભેદ (Dialects)ને જન્મ આપનારું મહત્ત્વનું પરિબળ છે.(આપણે ત્યાં કહેવત છે કે "બાર ગાઉએ બોલી બદલાય" એ કહેવતમાં એક શાસ્ત્રીય સત્ય ગર્ભિત રહેલુ છે. એક જ ભાષા બોલનારા સમૂહની–એક જ ભાષાસમાજની જુદી જુદી વ્યક્તિઓ એ જ ભાષા જુદી જુદી રીતે બોલે છે, અને છતાં જેમની વચ્ચે વ્યવહાર ગાઢતમ હોય એટલી વ્યક્તિઓ મહદ્દશે એકસરખી ભાષા વાપરે છે. આમ એક જ ભા[illegible] સમાજના જુદા જુદા વિભાગો વચ્ચેના વ્યવહારની અલ્પતા બો[illegible] ભેદને જન્મ આપે છે. સિદ્ધાંતમા તો દરેક વ્યક્તિની બોલી [illegible] દૃષ્ટિએ જુદી જુદી હોય છે; પરંતુ એક જ ભાષાના બોલી[illegible] ધ્વનિના ઉચ્ચારણ ઉપરાંત, બોલવાની લઢણો તથા શબ્દ[illegible] આવે છે અને ક્વચિત્ વ્યાકરણભેદ પણ જોવા મળે છે. [illegible] ગુજરાતમાં 'શ' બોલાય છે, સુરતીમાં એનો 'હ' થઈ [illegible] (ધ્વનિભેદ). મધ્ય ગુજરાતની ચરોતરી ઈત્યાદિ અને સુરતી [illegible] બોલવાની લઢણો પણ જુદી જુદી સ્પષ્ટ વર્તાય છે અને વ્યા[illegible] પણ જોવા મળે છે. ચરોતરીમાં 'હું જઈશ.' 'હું જાઉં છું' [illegible] બોલાય છે, જેને બદલે સુરતીમાં 'હું જવા', 'હું જતો છું' બોલાય છે. આમ છતાં ચરોતરી અને સુરતી બોલનારા બંને [illegible] રાતી-ભાષીઓ તો ગણાય જ; અર્થાત્ અમુક સમાજની ભાષા એક જ હોય છે; પરંતુ એમાં પ્રદેશવાર કેટલાક ગૌણભેદોને ધ્યાનમાં

લેતાં બોલીઓ જુદી જુદી ગણાય. આમ અમુક ભાષાસમાજમાં બે પ્રકારની ભાષા બોલાતી હોય છે એક તો, શિષ્ટમાન્ય ભાષા (standard language) અને બોલીઓ (dialects).

બ્લૂમફીલ્ડ ભાષાના વધુ વિભાગો પણ આપે છે:

(૧) સાહિત્યની શિષ્ટ ભાષા (Literary Standard Lang.)

(૨) વ્યવહારની શિષ્ટ ભાષા (Colloquial Standard Lang.)

(૩) પ્રાદેશિક શિષ્ટ ભાષા (Provincial Standard Lang.)

(૪) આમ જનના વ્યવહારની શિષ્ટ ભાષા (Sub-Standard Lang.)

(૫) સ્થાનિક બોલીઓ (Local Dialects)

આમાંથી ભાષા (૧)- સદાય આદર્શ કક્ષાની ભાષા રહે છે. ...જ કોઈ વ્યવહારમાં વાપરતું હોય છે. ભાષા (૨)- મોટાં ...સતા ભણેલાગણેલા માણસોની નં. ૧ ની નજીક જવા ... છે. આ ભાષા બોલનારા પોતાની નજર સમક્ષ શિષ્ટ ...ોને વ્યવહાર કરે છે. ભાષા (૩)- પ્રાદેશિક કક્ષાનાં ચડે- ...માન્યતઃ વપરાતી નં. ૨ ને આદર્શ માનીને ચાલતી ભાષા ... સુરતના સામાન્ય શિક્ષિત જનની ગુ. ભાષા અને વડોદરાના ...શિક્ષિત જનની ગુ ભાષામાં ફરક વરતાય છે. ભાષા (૪)- ...ક્ષિત નં. ૩ નું અનુકરણ કરવા મથે અને પોતાના વાડા ... વ્યક્તિઓ જોડેના વ્યવહારમાં જે ભાષા વાપરે અથવા વાપ- મથે તે ભાષા. ભાષા (૫)-સ્થાનિક બોલીઓના સ્વરૂપે પ્રવર્તે છે ... અમુક વાડામાં જ એ છૂટથી બોલાય છે તથા સમજાય છે. મુખ્યત્વે

આવી બોલીઓ ગ્રામ સમાજના અભણ માણસો જ વાપરે છે. એક જ ભાષાસમાજની બોલીઓ વચ્ચે ઘણી વાર તો એટલો ફરક પડી જાય છે કે પરસ્પરની બોલીઓ સમજી પણ ન શકે. ખાસ કરીને બે ભાષા-સમાજોની સરહદ ઉપર આવેલા ગ્રામવિસ્તારોની બોલીઓમાં ઘણી સેળભેળ જોવા મળે છે. ઉ. ત. સુરતી રાનીપરજની બોલીઓ કે પંચમહાલની ભીલી બોલીઓ.

દરેક ભાષામાંથી એની બોલીઓ છૂટી પડતી જાય છે અને પાછી એમાંની કોઈ બોલી બાહ્ય બળોને કારણે શિષ્ટ ગણાવા લાગે તો એનો એક અલગ ભાષાસમાજ બંધાય અને એમાં કેટલીક બોલીઓનો સમાવેશ થઈ જ જાય. એ દૃષ્ટિએ જોઈએ તો, સંસ્કૃતની અપેક્ષાએ પ્રાકૃત બોલી છે, પ્રાકૃતની અપેક્ષાએ અપભ્રંશ બોલી છે અને અપભ્રંશની અપેક્ષાએ ગુજરાતી, મરાઠી, હિંદી વગેરે બોલીઓ છે; જે પાછળથી વર્તમાન શિષ્ટમાન્ય સ્થાન પામી ચૂકી છે. આજે શિષ્ટ ગુજરાતીના પણ ઉત્તર ગુજરાતી, ચરોતરી, ભરૂચી, સુરતી અને સૌરાષ્ટ્રી એવા બોલીભેદો પાડી શકાય છે, ઉપરાંત આદિવાસી બોલીઓ તથા કચ્છી (જે મૂળમાં તો સિંધીની જ એક શાખા છે) પણ ગુજરાતીના બોલીભેદોમાં ગણાય છે.

શિષ્ટ ભાષા : સંસ્કારી સમાજ પૂરતો જ આ ભાષાનો ઉપયોગ મર્યાદિત છે. સામાન્ય પ્રજા વ્યવહારમાં તો બોલીઓનો જ ઉપયોગ કરે છે, પરંતુ શિક્ષિત વ્યક્તિનાં લખાણોમાં, સાહિત્યમાં, સામયિકોમાં તથા રેડિયો ઇત્યાદિ વ્યાપક પ્રચારવાળાં સાધનોમાં સંસ્કારી, શિક્ષિત વ્યક્તિઓ આ શિષ્ટ ભાષાનો ઉપયોગ કરે છે. આમ તો અમુક ભાષાવિસ્તારની કોઈ બોલી જ શિષ્ટ ભાષાનું પદ પામી હોય છે. બોલીની આવી ઉન્નતિ હંમેશાં બિનભાષાકીય, બાહ્ય, સાંસ્કૃતિક કે રાજકીય કારણો ઉપર આધારિત હોય છે. શિષ્ટ ભાષા બોલી કરતાં ચડિયાતી હોવાનું મનાય છે, પરંતુ એવું

નથી. શિષ્ટ ભાષાનો પુરસ્કાર કરનારો વર્ગ જ ચઢિયાતો છે, બાકી ભાષાકીય દૃષ્ટિએ શિષ્ટ ભાષા ને બોલી સરખાં જ બળવાન હોય છે. શિષ્ટ ભાષા સાહિત્યાદિમાં વપરાતી હોવાથી એ વધુ સ્થિર રહે છે, દરમ્યાન બોલીઓ તો વિકાસ સાધતી જ રહે છે. બોલીઓ શિષ્ટ ભાષાનું વિકૃત સ્વરૂપ નથી. ભાષાવિજ્ઞાનના પ્રારંભકાળમાં ડાર્વિનના સિદ્ધાંત મુજબ ભાષાઓની પણ વંશાવલિ બનાવવામાં આવતી; ત્યારે એમ મનાતું કે અમુક ભાષામાંથી અમુક બોલી નીકળી, પરંતુ ભાષા અને બોલીઓ સમકાલીન હોય છે અને તે કોઈ પ્રાચીનતર ભાષા સ્વરૂપમાંથી વિકસેલી હોય છે. સુરતી વ્યક્તિ ગુજરાતી બોલે છે એમ કહીએ છીએ એનો અર્થ એટલો જ કે ગુજરાતી ભાષાપ્રદેશમાં સુરતી બોલી બોલાય છે. એનો અર્થ એવો તો નથી જ કે સુરતી ગુજરાતીમાંથી નીકળી છે.

ભાષા સ્થિર નથી-સ્થળ અને કાળ બંને દૃષ્ટિએ, પરંતુ ભાષાના વિકાસમાં મહત્ત્વનું પરિબળ જ એના બોલીભેદો છે. લખાતી ભાષા દીર્ઘકાળ ટકે છે, દરમિયાન બોલીઓ સતત એના ઉપર આક્રમણ કરતી જ રહે છે. નજીકનજીકનાં બે ગામોની બોલીમાં થોડો ભેદ હોય છે. ત્રીજા ગામની બોલી વળી જુદી જ હોય છે; જેના કેટલાક અંશો પહેલા ગામને મળતા, તો કેટલાક વળી બીજા ગામને મળતા આવે છે. આવા પ્રત્યેક અંશનો વિસ્તાર જુદો જુદો હોય છે. આવા ભેદોને જોડતી રેખાઓને સમવિકાર રેખાઓ (Isogloss) કહે છે. કોઈ પણ ભાષાસમાજની આવી રેખાઓ દોરવામાં આવે તો એ એકબીજાને છેદતી જ દેખાશે. ભાષાસમાજ ભરત ભરેલી ચાદર જેવો છે. દરેક જગ્યાએ જુદી જુદી ભાત દેખાય છે, પણ સમગ્ર દૃષ્ટિએ જોતાં એક જ આકાર વરતાય. એમાં જુદી જુદી ભાત એ બોલીઓ છે; પરંતુ કોઈ પણ બોલીનો વિસ્તાર નક્કી ન કરી શકાય. જુદી જુદી બોલીઓ હોવાનો અનુભવ આપણને અવશ્ય

થાય છે, પરંતુ 'અમુક જગ્યાએ ભરૂચી પૂરી થઈ ને સુરતી શરૂ થઈ' એવી સીમા આપણે આંકી શકતા નથી; કારણ કે બોલીઓનો ભેદ, ભેદના પ્રમાણ ઉપર આધાર રાખે છે (Quantitative difference). બ્લૂમફિલ્ડ જણાવે છે તે પ્રમાણે ભાષાની સીમાઓ નિરંતર બદલાતી જ રહે છે.

**શિષ્ટ ભાષા** અમુક ભાષાસમાજ પોતાની ભાષાનું પોતાના સમાજ પૂરતું એકીકરણ કરવાનો તથા એ જાળવવાનો જે પ્રયાસ કરે છે એની નીપજ છે. પરંતુ મૂળ તો કોઈ બોલી જ શિષ્ટ ભાષાનું સ્થાન પામે છે, જેનાં કારણો અગાઉ જણાવ્યું તેમ બહારનાં હોય છે. એક તો **રાજકીય પરિસ્થિતિ** : અમુક બોલી બોલનાર જૂથ જો સત્તા ઉપર આવે અથવા સત્તાધારી જૂથ અમુક વિસ્તારની બોલીને સર્વમાન્ય શિષ્ટ ભાષા તરીકે નક્કી કરે તો તે બોલી તે સમય ભાષાસમાજની શિષ્ટ ભાષા બની રહે છે. કોઈ બોલીમાં ઉત્કૃષ્ટ સાહિત્ય રચાય, પરિણામે સમગ્ર ભાષાસમાજ માનની દૃષ્ટિએ એને શિષ્ટ ભાષાનું સ્થાન આપવા માંડે એવું **સાહિત્યિક કારણ**. અર્વાચીન ગુજરાતી શિષ્ટ ભાષા મુખ્યત્વે આવા સાહિત્યિક કે સાંસ્કૃતિક પરિબળોની જ નીપજ છે. આ ઉપરાંત **ધાર્મિક કારણ** પણ ઘણે સ્થળે શિષ્ટ ભાષા નક્કી કરનારું બળ બની રહે છે. રાજકારણ, વેપાર, સંસ્કૃતિ તથા ધર્મના મોટા મોટા કેન્દ્ર રૂપ નગરો શિષ્ટ ભાષા નક્કી કરવામાં ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે.

**વિશિષ્ટ બોલીઓ** : વ્યવસાયભેદ, વર્ગભેદ આદિ કારણોસર પણ બોલીભેદ ઉદ્‌ભવે છે. આવા બોલીભેદો **'Jargons'** (ગુજરાતીમાં એને કેટલાક 'પારસી' બોલીઓ પણ કહે છે.) નામે ઓળખાય છે. ઉ. ત. રેલ્વે વ્યવહારમાં 'સેવન ડાઉન', 'ટેવલ્વ અપ,' 'લાઈટ એંજિન' જેવા અંગ્રેજી પ્રયોગો છૂટથી થાય છે ત્યારે એમાં ખાસ વ્યાવસાયિક સંદર્ભ જ રહેલો હોય છે, જે એ

વ્યવસાયથી પરિચિત એટલા જ માણસો સમજી શકે છે. વેપારી ક્ષેત્રે 'લિયા', 'દિયા', 'લેવાલી,' 'વેચવાલી,' 'ઊંચકાયો' જેવા પ્રયોગો એના વિશિષ્ટ અર્થમાં થાય છે. હોસ્પિટલોમાં, લશ્કરમાં અને બીજી ઘણી સંસ્થાઓમાં એની વિશિષ્ટ અર્થવાળી Jargons વપરાય છે.

છેલ્લાં પાંચેક વર્ષમાં જ સૂરત અને આસપાસના વિસ્તારોમાં (અને કદાચ હવે તે ગુજરાતવ્યાપી પણ હોય), ખાસ કરીને યુવાન વર્ગમાં તથા બાળકોમાં 'બામ છે', 'ખપાવે છે', 'એરપ્રો', 'એનેસિન' ઈ૦ પ્રયોગો ખૂબ જ પ્રચલિત બન્યા છે; જેનો અર્થ એવો થાય છે કે અમુક વ્યક્તિ (બામ છે એટલે કે) માથું દુખાડે એવી વાતોડિયા (અર્થહીન, રસહીન વાતો કરનારી) છે વગેરે. આમ માણસો સામાન્ય શબ્દોમાંથી જરા જુદો જ અર્થ કાઢીને એક પ્રકારનો વાણીવિલાસ માણે છે. ભાષાની આવી વિકૃતિને 'slang' (વિકૃત ભાષા) કહેવામાં આવે છે. આવી ભાષાનો ઉપયોગ કરનારા માણસો એની એક પ્રકારની મજા માણે છે. માણસને સામાન્ય ભાષા કરતાં, પોતાની આગવી છાપવાળી વાણી વાપરવામાં એક ખાસ પ્રકારનો આનંદ આવે છે. દરેક ભાષામાં આવી વિકૃત ભાષાઓ હોય જ છે. આવી વિકૃત ભાષાનો પ્રચાર એટલો તો ઝડપથી થાય છે કે પ્રથમ કોણે શરૂ કરી એ ભાગ્યે જ પકડી શકાય છે. એટલી જ ઝડપથી એ પ્રયોગો વાસી પણ થઈ જાય છે. 'અષ્ટાવક્ર' (વાંકાંચૂંકાં અંગોવાળો-વિકૃત), 'પોલસન' (ખુશામત), 'સવા નવને પાંચ' (લપ), 'ઉપલો માળ ખાલી છે' (મૂરખ છે) વગેરે અનેક પ્રયોગો, જુદાં જુદાં ક્ષેત્રોમાં જુદા જુદા પણ, સાંભળવા મળે છે.

## ૮ :

# ભાષા–અધ્યયનની પદ્ધતિઓ

ભાષાનું અધ્યયન જે ત્રણ જુદી જુદી દૃષ્ટિએ કરવામાં આવે છે તે પ્રમાણે એની ત્રણ પદ્ધતિઓ ગણાવવામાં આવી છે: (૧) વર્ણનાત્મક ૨) ઐતિહાસિક અને (૩) તુલનાત્મક.

**વર્ણનાત્મક ભાષા–અધ્યયન** (Descriptive Linguistics) : આ પદ્ધતિમાં મુખ્યત્વે કોઈ પણ અર્વાચીન બોલાતી ભાષાનું અધ્યયન કરવામાં આવે છે, પ્રાચીન હસ્તલિખિત ગ્રંથો વગેરેનો અભ્યાસ એમાં આવે નહી. વર્ણનાત્મક અધ્યયન ભાષાની અભિવ્યક્તિની પદ્ધતિનો અભ્યાસ છે. એના અર્થનો અભ્યાસ એમાં આવતો નથી. ભાષાના વર્ણનાત્મક અધ્યયનમાં વાચકનું (જે શબ્દ બોલાય છે તે) અધ્યયન હોય છે, વાચ્યનું નહીં, અભિધાનનું (જે વ્યક્ત થાય છે તે) અધ્યયન હોય છે; અભિધેયનું નહીં. જો કે અભિધેયના અભ્યાસ સાથે એને આડકતરો સંબંધ છે.

વર્ણનાત્મક અધ્યયન ભાષા કેવી છે એનું પ્રત્યક્ષ પ્રયોગાત્મક શાસ્ત્ર છે; એ કેવી હોવી જોઈએ એની ચર્ચા એમાં સમાવિષ્ટ થતી નથી. અમુક ભાષામાં કેટલા ધ્વનિઓ છે; કેવી રીતે એ ઉચ્ચારાય છે; એ કેવી રીતે શબ્દમાં પ્રયોજાય છે; એનું વ્યાકરણ કેવું છે; રૂપો કેવાં કેવાં થાય છે; એની બોલીઓ કઈ કઈ ને કેવી છે ઇત્યાદિનો અભ્યાસ વર્ણનાત્મક ભાષા–અધ્યયનમાં આવે. કોઈ પણ અજાણી ભાષા શીખવામાં આ વર્ણનાત્મક પદ્ધતિ ઉપયોગી નીવડે છે.

**ઐતિહાસિક પદ્ધતિ** (Historical Method) : ગુજરાતીનો

ઉદ્‌ભવ પ્રાચીન ગુજરાતીમાંથી, પ્રાચીન ગુજરાતીનો પશ્ચિમી અપભ્રંશમાંથી, એ અપભ્રંશ શૌરસેની પ્રાકૃતમાંથી, એ પ્રાકૃત આદિમ પ્રાકૃતમાંથી, પ્રાકૃત સંસ્કૃતમાંથી અને સંસ્કૃત વૈદિક સંસ્કૃતમાંથી આમ જ્યાં સુધી પ્રાચીનતમ ભાષા સ્વરૂપ લભ્ય હોય ત્યાં સુધીના એના મૂળ ઉપર પહોંચવાની પદ્ધતિને ઐતિહાસિક પદ્ધતિ કહે છે.

ઉ. ત. સ્વરાન્તર્ગત 'લ' નો ગુજરાતીમાં 'ળ' થયો, તો જે જે શબ્દો હાલ 'ળ' યુક્ત હોય તે બધા જ, જે સદીમાં સ્વરાન્તર્ગત 'લ' વપરાતો તે સદીમાં 'લ' યુક્ત હોવા જોઈએ એમ સાબિત થઈ શકે છે. જેને આ પ્રક્રિયા લાગુ નથી પડી એવા શબ્દો આપણી ભાષામાં ઉક્ત સદી પછી પ્રવેશ્યા હશે એમ પણ નક્કી થઈ શકે, અર્થાત્ ઉક્ત સદીની ભાષામાં એ ન હતા. આમ અર્વાચીન તથા જૂની ભાષાઓનું સ્વરૂપ તથા બંધારણ નક્કી થઈ શકે. ઐતિહાસિક પદ્ધતિ દ્વારા અમુક ભાષાના વિકાસનો ઇતિહાસ શોધી કાઢી શકાય છે. આ પદ્ધતિથી કેવળ ઐતિહાસિક યુગ સુધીના સ્વરૂપને જ પહોંચી શકાય છે.

તુલનાત્મક પદ્ધતિ (Comparative Method) : પરંતુ જ્યારે કોઈ પ્રાચીનતમ ભાષાનું સ્વરૂપ સંપૂર્ણતઃ લુપ્ત થયું હોય ત્યારે એ ભાષામાંથી નીકળેલી અને સતત વિકાસ સાધતી રહેલી ભાષાઓની ઉત્ક્રાંતિની પરસ્પર તુલના કરવાથી તે લુપ્ત સ્વરૂપને ઘણે અંશે પુનર્જીવિત કરી શકાય છે. આ પદ્ધતિને તુલનાત્મક પદ્ધતિ કહે છે. ઐતિહાસિક પદ્ધતિ જ્યાં જઈ ને અટકી જાય છે ત્યાંથી તુલનાત્મક પદ્ધતિનું કાર્ય શરૂ થાય છે. પ્રાગૈતિહાસિક કાળની લુપ્ત ભાષાઓનું સ્વરૂપ પામવામાં આ પદ્ધતિ ઘણી જ સહાયભૂત થાય છે.

તુલનાત્મક પદ્ધતિ લાંબા વખતથી અલગ પડી ગયેલી એક જ કુળની ભાષાઓને જ લાગુ પાડી શકાય. એમ કરતી વખતે પાછળથી

બહારથી પ્રવેશી ગયેલા શબ્દોને કાળજીપૂર્વક અલગ કરી દેવા જોઇએ. જો છૂટી પડેલી ભાષાઓ બોલતાં જૂથો ભૌગોલિક યા રાજકીય કારણસર એકબીજાથી તદ્દન જ ભિન્ન પડી ગયાં હોય તો આ કાર્ય સરળ થાય અને તુલનાત્મક પદ્ધતિ કામિયાબ નીવડે. એમની વચ્ચે વ્યવહાર ચાલુ રહ્યો હોય તો મુશ્કેલી વધે છે. બે કે એથી વધુ ભાષાઓએ છૂટી પડયા પછી સ્વતંત્ર વિકાસ સાધ્યો એવો સાબિત હોય તો સફળતાની શક્યતા વધે છે. સ્વતંત્ર વિકાસ નજીવો જ હોય ત્યાં આ પદ્ધતિ બહુ કામ આપતી નથી. ઈંગ્લેંડની અને ઑસ્ટ્રેલિયાની અર્વાચીન અંગ્રેજીની તુલના કરીને જૂની અંગ્રેજીને પુનર્જીવિત કરવાના પ્રયાસો નિષ્ફળ જ જાય. ભાષાઓએ સ્વતંત્ર વિકાસ સાધવા માંડયો છે એવા પુરાવાઓ મળે ત્યાંથી જ તુલનાત્મક પધ્ધતિનું કાર્ય શરૂ થાય છે. તુલનાત્મક અભ્યાસથી લુપ્ત ભાષાનાં શબ્દો તથા વ્યાકરણ-સ્વરૂપો શોધી શકાય છે; પરંતુ તેઓ ખરેખર કેવી રીતે બોલાતાં હશે એ શોધવું અશક્ય છે. વળી મૂળ લુપ્ત ભાષામાં બોલીભેદો હોય તો પણ તુલનાત્મક પદ્ધતિનું કાર્ય ઘણું મુશ્કેલ બની રહે છે.

ઉદાહરણ તરીકે આપણે આદિમ ભારતીય-યુરોપીય ભાષા જ લઈએ; જેમાંથી હાલની તમામ આર્ય ભાષાઓ ઊતરી આવી છે. એનો કોઈ લિખિત અવશેષ પ્રાપ્ય નથી એટલે એને પુનર્જીવિત કરવાનો એક માત્ર માર્ગ આ તુલનાત્મક પદ્ધતિ છે. સંસ્કૃત, ગ્રીક, લેટિન, ભારતીય-ઈરાની, જર્મન, તોખારી વ૦ ભાષાઓ આ જ આર્યકુળની ભાષાઓ છે.

આ ભાષાને સજીવન કરવામાં તુલનાત્મક પદ્ધતિ કેવી રીતે કાર્ય કરે છે તેનું એક ઉદાહરણ જોઈએ.

: ગ્રીક :      : સંસ્કૃત :

હેસ્તાઈ (Hestai), आस्ते (તે બેઠો છે)

આવાં જ બીજાં રૂપો સરખાવતાં એમ પુરવાર થાય છે કે ગ્રીકમાં જ્યાં 'આઈ' છે ત્યાં સંસ્કૃતમાં 'એ' થાય છે.

એ જ રીતે ગ્રીકમાં 'એ'ની જગ્યાએ સંસ્કૃતમાં 'આ' જોવા મળે છે.

| : ગ્રીક : | : સંસ્કૃત : |
| --- | --- |
| તિથેસિ (Tithesi) | દધાતિ |

એક જ મૂળમાંથી ઊતરી આવેલા આવા અનેક શબ્દો શોધ્યા પછી વિદ્વાનો એનો મૂળ શબ્દ શોધી કાઢે છે. તદનુસાર સં. 'એ' અને ગ્રી. 'આઈ'નું મૂળ તેઓ આદિમ ભારતીય-યુરોપીય 'આઈ'માં જુએ છે. ગ્રીક 'સ્ત' અને સં. 'સ્ત'ના મૂળમાં આદિમ ભાષાનો 'સ્ત' જ હશે; જ્યારે ગ્રીક 'એ' અને સં. 'આ'ના મૂળમાં આદિમ ભાષાનો 'એ' હશે એમ પુરવાર કરવામાં આવે. છે. એ મુજબ આદિમ ભારતીય-યુરોપીયમાં 'એસ્તાઈ' (તે બેસે છે) એવો શબ્દ પ્રયોગ હશે એવા નિર્ણય ઉપર તેઓ આવે છે.

---

: ૯ :

# ભાષાઓનું વર્ગીકરણ અને વિવિધ ભાષાકુળો

ભાષાઓમાં બે પ્રકારનું સામ્ય દેખાય છે : એક સંબંધતત્ત્વ અથવા તો રૂપોનું અને બીજું અર્થતત્ત્વનું. 'કરજે', 'જાજે', 'ખાજે', 'પીજે'માં 'જે' પ્રત્યય દ્વારા સંબંધતત્ત્વની સમાનતા છે; જ્યારે અર્થતત્ત્વમાં ફરક છે. બીજી તરફ, 'કરજે', 'કરનો', વગેરેમાં અર્થતત્ત્વ એક જ છે; જ્યારે સંબંધતત્ત્વ ભિન્ન છે જુદી જુદી ભાષાઓનું સંબંધતત્ત્વની દૃષ્ટિએ થતું વર્ગીકરણ 'સ્વરૂપગત' કે 'આકૃતિમૂલક' કહેવાય છે; જ્યારે અર્થતત્ત્વની દૃષ્ટિએ થતું વર્ગીકરણ "ઐતિહાસિક" કે 'કુળમૂલક' કહેવાય છે.

આકૃતિમૂલકના બે પ્રકારો:

(૧) અયોગાત્મક (Isolating) : અયોગાત્મક ભાષામાં દરેક શબ્દ પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ જાળવી રાખે છે. વાક્યમાં વાપરતી વખતે શબ્દમાં વિકાર ન થાય.

"રામ અને ગોવિંદ જાય છે."

આમાં શબ્દના ક્રમ ઉપરથી જ અર્થબોધ થાય છે. અયોગાત્મક ભાષાનું શ્રેષ્ઠ સ્વરૂપ ચીનાઈ ભાષામાં જોવા મળે છે. એમાં પ્રત્યેક શબ્દનું અસ્તિત્વ સંપૂર્ણ સ્વતંત્ર જ રહે છે. નામ, ક્રિયાપદ, વિશેષણ વગેરે પ્રકાર પણ વાક્યમાં વપરાય એના ઉપરથી જ નક્કી થાય. અમુક શબ્દ અર્થતત્ત્વ બનાવે છે કે સંબંધતત્ત્વ વાક્યમાંના સ્થાન ઉપરથી જ નક્કી થાય. ઉ. ત. 'ત'

ક્ષરી શબ્દનો અર્થ 'મોટું' 'મોટા થવું', 'મોટાઈ', 'વધારે', ઈત્યાદિ થાય.

(૨) યોગાત્મક (Agglutinating): યોગાત્મક ભાષાઓમાં સબંધતત્ત્વ અર્થતત્ત્વ સાથે જોડાયેલું હોય છે. 'યોગાત્મક'ના વળી ત્રણ વિભાગો પડે છે: (૧) અશ્લિષ્ટ (૨) શ્લિષ્ટ અને (૩) પ્રશ્લિષ્ટ.

અશ્લિષ્ટ યોગાત્મક (Analytical) માં અર્થતત્ત્વ સાથે સંબધતત્ત્વ જોડાય, પરંતુ બંનેનું અસ્તિત્વ સ્પષ્ટ દેખાય.. ઉ. ત. ભારતીય ભાષાઓ: સજ્જનતા', 'કરશે', 'કરતી'.

આનો શ્રેષ્ઠ નમૂનો તુર્કી ભાષા છે. એમાં 'મેવ્' નો અર્થ છે 'પ્રેમ કરવો'. એ ઉપરથી, 'મેવ+મેક્' = 'પ્રેમ કરવો'; 'સેવા+ઈશ+મેક્' = 'પરસ્પરને પ્રેમ કરવો'; 'સેવ+દિર+મેક્'= 'પ્રેમ કરાવવો' વગેરે.

અશ્લિષ્ટ યોગાત્મક ભાષાઓમાં સંબધતત્ત્વ જ્યાં જોડાય છે એના ઉપરથી એના ચાર વિભાગો પાડી શકાય છે:(૧) પૂર્વયોગાત્મક (૨) મધ્યયોગાત્મક (૩) અંતયોગાત્મક અને (૪) પૂર્વાન્તયોગાત્મક.

શ્લિષ્ટ યોગાત્મક (Synthetic) ભાષાઓમાં સંબંધતત્ત્વ જોડવાથી અર્થતત્ત્વવાળા શબ્દમાં વિકાર ઉત્પન્ન થાય છે ઉ.ત. નીતિ > નૈતિક, કુન્તી > કૌન્તેય. ઈત્યાદિ આર્યકુળની ભાષાઓ મુખ્યત્વે શ્લિષ્ટ યોગાત્મક છે. અરબી ભાષા પણ આ વર્ગની જ છે.

પ્રશ્લિષ્ટ યોગાત્મક (Polysynthetic) ભાષાઓમાં સંબંધતત્ત્વ અને અર્થતત્ત્વ પરસ્પર એવાં પ્રગાઢ રીતે એકરૂપ થઈ જાય છે કે એને જુદાં પડવાં અસંભવિત છે. ઉ. ત. શિશુ > શૈશવ, ઋજુ > આર્જવ એસ્કીમો ભાષાઓ એટલી તો પ્રશ્લિષ્ટ સ્વરૂપની છે કે એમાં આખું ને આખું વાકય જ એક સમાસ રૂપ હોય છે. અમેરિકાના આદિવાસીઓની ભાષા પણ મુખ્યત્વે આ સ્વરૂપની છે.

આવા વર્ગીકરણ છતાં, કોઈ પણ એક ભાષાને ચુસ્તપણે કોઈ એક જ વર્ગમાં મૂકી શકાતી નથી; એટલે કેટલાક વિદ્વાનો આવા વર્ગીકરણને ઉચિત નથી માનતા. સામાન્યત : બધી જ ભાષાઓમાં થોડાં લક્ષણો આ વર્ગનાં, તો થોડાં લક્ષણો વળી બીજા વર્ગનાં, એમ બધાં લક્ષણો મળી આવે છે. એટલે પ્રમાણને આધારે જ આવું વર્ગીકરણ માન્ય કરી શકાય.

ભાષાઓ યોગાત્મક પ્રશ્લિષ્ટમાંથી શ્લિષ્ટ, શ્લિષ્ટમાંથી અશ્લિષ્ટ, અશ્લિષ્ટમાંથી અયોગાત્મક એવાં સ્વરૂપ ધારણ કરતી કરતી વળી પાછી એથી ઊલટી રીતે પ્રશ્લિષ્ટ સ્વરૂપ પ્રાપ્ત કરે છે. આમ ભાષાની ઉત્ક્રાંતિનું ચક્ર ફરતું રહે છે. પ્રત્યયો કે અનુસર્ગો મૂળ તો સ્વતંત્ર શબ્દો હોય છે; જે કાળક્રમે પ્રત્યય બની જતાં ભાષાનું સ્વરૂપ બદલાતું જાય છે.

ગુજરાતી ભાષામાં અશ્લિષ્ટ અને શ્લિષ્ટ બંને સ્વરૂપનાં લક્ષણો જોવા મળે છે. વિભક્તિપ્રત્યયો બાબતમાં તેનું સ્વરૂપ શ્લિષ્ટને વધુ મળતું છે. જૂના વખતમાં વિભક્તિના અર્થોવાળા શબ્દો હતા તે ઘસાઇ જઈ પ્રત્યયરૂપે જોડાતાં શ્લિષ્ટ સ્વરૂપ સર્જાયું છે. હવે એ પ્રત્યયો સ્વતંત્ર રીતે વપરાતા નથી : 'માણસને,' 'માણસથી', 'માણસનું', 'માણસમાં', 'માણસમાંથી' ઇત્યાદિ. ક્રિયાપદનાં રૂપો જેતાં અશ્લિષ્ટ સ્વરૂપનું પ્રમાણ વધુ દેખાય છે: 'કર્યું હશે', 'કરે છે', 'કરતું હતું', 'કર્યું હોત' વગેરે ; જે કે એમાં શ્લિષ્ટ રૂપો પણ છે જ : 'કરે', 'કરશે', 'કર્યું', 'કરું' વગેરે.

**ભાષાકુળો :**

આજે દુનિયામાં લગભગ સો જેટલાં ભાષાકુળોની ભાષાઓ બોલાય છે. ભાષાઓની સંખ્યા આશરે બે હજારની કલ્પવામાં આવે છે. આ ભાષાકુળો વચ્ચે પણ જે પરસ્પર સંબંધ સ્થાપિત થાય તો કુળોની સંખ્યા ઘટે. કેવળ શાબ્દિક સામ્યથી કુલગત સંબ

ન થઈ શકે. શબ્દસામ્ય આકસ્મિક પણ હોય અથવા તો આદાન-પ્રદાનનું પરિણામ હોય. એ દૃષ્ટિએ વ્યાકરણગત સંબંધો વધુ મહત્ત્વના બની રહે છે. અત્યારે બે કુળો વચ્ચેનો સંબંધ શોધવાના વિદ્વાનો પ્રયાસ કરી જ રહ્યા છે ઉ. ત. ઉરાલ-અલ્તાઈ કુળનો દ્રાવિડ કુળ સાથેનો સંબંધ સ્થાપિત કરવાના પ્રયાસો થઈ રહ્યા છે. ઇન્ડો-યુરોપિયન અને સેમેટિક ભાષાકુળો વચ્ચે સમાનતા વરતાય છે. જો એ સિદ્ધ થાય તો આ બે મહાન કુળો એક જ ભાષામાંથી ઊતરી આવેલાં સિદ્ધ થાય. આજે સંસ્કૃત, ભારતીય ભાષાઓ,ગ્રીક, અંગ્રેજી, ફ્રેન્ચ આદિ યુરોપીય ભાષાઓ ને ઇરાની ભાષા એક જ કુળની ગણાય છે. તેમ અરબી ભાષાઓ પણ એક જ કુળમાં ગણાવા માંડે.

વર્તમાન ભાષાકુળોમાંનાં મુખ્ય મુખ્ય નીચે પ્રમાણે છે :

૨૯ અમેરિકી વર્તુળ : અમેરિકા ખંડના આદિવાસીઓ, એસ્કીમો, કેનેડા, મેક્સિકો અને દક્ષિણ અમેરિકાના મૂળ વતનીઓની ભાષાઓ.

૩૦. પ્રશાંત મહાસાગર વર્તુળ : પ્રશાંત તથા હિંદી મહાસાગરના તમામ ટાપુઓની ભાષાઓ. આ વર્તુળની ભાષાઓમાં વાક્યરચના તથા પદરચનામાં ખૂબ જ સામ્ય છે. ધ્વનિભિન્નતા પણ ભાષાની એકતામાં આડે આવે તેવી નથી. આ ભાષાઓ યોગાત્મક અશ્લિષ્ટ છે. એમાં મલાયા, જાવા, બોર્નિયો, સુમાત્રા, ફિલિપીન્સ, ફોર્મોસા, માડાગાસ્કર, વગેરે વિસ્તારોની ભાષાઓનો સમાવેશ થાય છે. સુમાત્રા અને માડાગાસ્કર વચ્ચે ૩૦૦૦ માઈલનું અંતર હોવા છતાં ભાષા એક જ કુળની છે એ એક ઐતિહાસિક રહસ્ય તથા આશ્ચર્ય છે. જાવા, સુમાત્રા, બાલી ઈ૦ ટાપુઓની ભાષા ઉપર સંસ્કૃત ભાષાની જબરજસ્ત અસર છે. શહેરો તથા વ્યક્તિઓનાં નામ સંસ્કૃત ઉપરથી ઊતરી આવેલાં સવિશેષ મળે છે.

આફ્રિકી વર્તુળ :

અમેરિકી આદિવાસીઓની અપેક્ષાએ આફ્રિકાના મૂળ વતનીઓની

ભાષા વધુ વિકસિત અને સમૃદ્ધ છે. આફ્રિકામાં ચાર ભાષાકુળો છે : (૧) બુશમેન (૨) બાંટુ (૩) સુદાન અને (૪) સેમેટિક. બુશમેન દક્ષિણ આફ્રિકામાં બોલાય છે. બાંટુ આખાય દક્ષિણ ખંડનું ભાષા-કુળ છે; જેમાં ઝુલુ, સેસુનો, કોંગો, કાફિર વગેરે ભાષાઓનો સમાવેશ થાય છે. બાંટુ ભાષાઓ મધુર હોય છે. એમાં જોડિયા વ્યંજનો હોતા નથી. સુદાન કુળમાં સેનેગલ, ઈજિ, મધ્ય આફ્રિકા અને નાઈલના ઉપરના પ્રદેશની ભાષાઓનો સમાવેશ થાય છે. સેમેટિક કુળની ભાષાઓ બોલનારી પ્રજાઓ મુખ્યત્વે નૈઋત્ય એશિયાની છે. એની મુખ્ય ભાષા અરબી છે; જેણે આફ્રિકામાં પણ પગપેસારો કર્યો છે.

સેમેટિક કુળ : એનાં બે ભાગ છે : (૧) પૌરસ્ત્ય (૨) પાશ્ચાત્ય. પૌરસ્ત્ય કુળમાં બેબિલોનિયા અને એસીરિયાની ભાષાઓનો સમાવેશ થાય છે; જે ઘણા જ પ્રાચીન મૂળવાળી છે, પાશ્ચાત્ય ભાષાઓમાં યહૂદી, આર્મેનિયન તથા અરબી મુખ્ય છે.

ઉરાલ-અલ્તાઈ કુળ :

આર્યકુળ પછી વિસ્તારમાં આ કુળ બીજે નંબરે આવે છે. ઉરાલ કુળમાં ફિનલૅંડ, સ્વીડન, હંગેરી વ૦ની ફિન્નીશ, ઉગ્રિયન ઈત્યાદિ તથા અલ્તાઈમાં તુર્કસ્તાનથી માંડીને સાઈબેરિયા સુધીની તુર્કી, મોગોલી વ૦ ભાષાઓનો સમાવેશ થાય છે.

ચીની કુળ :

ચીન, કોચીન-ચીન, કંબોડિયા, ટોનકિન, થાઈલૅંડ, તિબેટ, અને બ્રહ્મદેશની ભાષાઓ આ કુળની ભાષાઓ છે. સંખ્યાની દૃષ્ટિએ આર્યકુળ પછી આ કુળ બીજે નંબરે આવે છે. આ દેશો ઉપર વર્ષો સુધી ભારતીય સંસ્કૃતિની અસર રહી છે. બ્રહ્મદેશ અને થાઈલૅંડની તો ધાર્મિક ભાષા પાલિ છે.

ચીની ભાષા-સાહિત્ય તથા લિપિ ખૂબ જ પ્રાચીન છે. ચીની ભાષાનાં મુખ્ય લક્ષણો નીચે પ્રમાણે છે :

(૧) એકાક્ષરી શબ્દો.

(૨) શબ્દોનો અર્થવાળો અને અર્થ વગરનો ભાગ.

(૩) વાક્યમાં શબ્દોના સ્થાનનું મહત્ત્વ

(૪) સૂરભારનું મહત્ત્વ.

(૫) વ્યાકરણનો અભાવ.

આમાં શબ્દસંખ્યા બહુ જ ઓછી છે, વધુમાં વધુ આઠસો—નવસો; છતા અનેક નવા શબ્દો બનાવી લેવામાં આવે છે. સૂરભારથી એ કામ સિદ્ધ કરવામાં આવે છે. ચીની જેટલું સૂરભેદનું મહત્ત્વ અન્ય કોઈ ભાષામાં નથી.

## ભારતીય ભાષાઓનાં આર્યેતર કુળો:

**મુંડા:** જંગલી તથા પહાડી પ્રદેશોમાં મુંડા ભાષા બોલનારા લોકો રહે છે. આર્યો ભારતમાં આવ્યા તે પહેલાં આ ભાષા ભારતના પ્રદેશમાં બોલાતી હતી. 'મુંડા' શબ્દનો અર્થ 'મુખી' થાય છે. એક જમાનામાં મુંડા જાતિ આખા ભારતમાં ફેલાયલી હતી. દ્રાવિડ જાતિ અને પછી આર્ય જાતિએ આવીને એ લોકોને જંગલો તથા પહાડોમાં ભગાડી મૂકયા. આજે છોટાનાગપુર, મધ્ય ભારત, ઉત્તર મહારાષ્ટ્ર, ઓરિસ્સા, મદ્રાસના અમુક જિલ્લાઓમાં, પશ્ચિમ બંગાળ અને બિહારના પહાડી તથા જંગલી વિસ્તારોમાં, હિમાલયની તળેટીમાં સિમલા સુધી આ ભાષા બોલાય છે. 'શબર' જાતિનો જે ઉલ્લેખ 'રામાયણ' તથા 'કાદંબરી' માં આવે છે એ પણ મુંડા જાતિની જ એક પેટા-જાતિ હતી.

મુંડા ભાષાઓ અશ્લિષ્ટ યોગાત્મક છે. એની કેટલીક વિશિષ્ટતાઓનો આર્ય તથા દ્રાવિડ ભાષાઓ ઉપર પ્રભાવ પડયો છે. ઉ. ત. 'અમે' અને 'આપણે' નો ભિન્ન પ્રયોગ આપણને મુંડા જાતિ પાસેથી મળ્યો છે.

આ કુળની મુખ્ય મુખ્ય ભાષાઓ 'સાંથાલી', 'મુંડારી' 'શબર' 'કેનાવરી' ઇત્યાદિ છે. આપણા સઘળા સ્વરો અને સ્પર્શ વ્યંજનો મુંડામાં છે. સઘોષ, અઘોષ, અલ્પપ્રાણ, મહાપ્રાણ ધ્વનિઓ એમાં છે. નામ, ક્રિયાપદ જેવા વિભાગો નથી. સંદર્ભ અનુસાર શબ્દોનો અર્થ કરી લેવાનો હોય છે. એકનો એક શબ્દ નામ, વિશેષણ, ક્રિયાપદ વ૦ બની શકે.

દ્રાવિડી : સંસ્કૃત શબ્દ 'દ્રવિડ' ઉપરથી આ ભાષાઓને 'દ્રાવિડી' કહેવામાં આવે છે. 'તમિળ' શબ્દ પણ આ 'દ્રવિડ' ઉપરથી જ બનેલો છે. ભારતમાં આર્યકુળની ભાષાઓ પછી બીજે નંબરે મહત્ત્વની ભાષાઓ દ્રાવિડી છે. એનું મુંડા કે આર્ય ભાષાઓ સાથે સામ્ય નહિવત્ છે. આ ભાષાઓ અશ્લિષ્ટ યોગાત્મક સ્વરૂપની છે.

દ્રાવિડી કુળમાં કુલ ૧૪ ભાષાઓ છે : તામિલ, મલયાલમ, કન્નડ, તેલુગૂ, ટોડા, ગોંડી, બ્રાહુઈ વગેરે. 'બ્રાહુઈ' વિશે જાણવા જેવું એ છે કે એ દ્રાવિડ કુળની હોવા છતાં બલુચીસ્તાનમાં બોલાય છે. બીજી ભાષાઓ મુખ્યત્વે દક્ષિણ ભારતમા બોલાય છે.

આર્યો ભારતમાં આવ્યા ત્યારે ભારતમાં દ્રાવિડી ભાષાઓનો પ્રભાવ હતો. આથી આર્ય ભાષાઓએ પણ આ ભાષાઓનાં કેટલાંક તત્ત્વો અપનાવ્યાં છે. મૂર્ધન્ય ધ્વનિઓ આપણે દ્રાવિડી પાસેથી લીધા. પરસર્ગો—ખાસ કરીને નામ અને સર્વનામનાં વિકારી રૂપ પછી લગાડાય છે એ દ્રાવિડી પ્રભાવનું જ પરિણામ છે. બીજી આર્ય ભાષાઓની અપેક્ષાએ કૃદંતોનો વધુ પ્રયોગ પણ દ્રાવિડીને જ આભારી છે.

દ્રાવિડીમાં, ખાસ કરીને તામિલમાં શબ્દારમ્ભે સઘોષ વ્યંજન નથી આવતો અને શબ્દની વચમાં આવતો એકલો વ્યંજન કે અનુનાસિક પછી આવતો વ્યંજન સઘોષ જ હોય છે. આથી જ તામિલમાં 'દંત'નું 'તંદમ્'થઈ જાય છે.

નર-નારીનો ભેદ એ જાતિદર્શક શબ્દો જોડીને બનાવવામાં આવે છે. વચનો બે જ છે અને વિભક્તિઓ પરસગો જોડીને બનાવવામાં આવે છે.

આર્ય-કુળ: આદિમ ઇંડો-યુરોપિયન ભાષામાંથી નીકળેલું આ કુળ આજે જગતમાં મોટામાં મોટું અને સૌથી વધુ સુસંસ્કૃત પ્રજાઓની ભાષાઓનું કુળ છે. સંસ્કૃત તથા સંસ્કૃતમાંથી નીકળેલી તમામ ભારતીય ભાષાઓ, અવેસ્તી (ઇરાની), ગ્રીક, જર્મન, લેટિન, કેલ્ટિક, સ્લાવ, બાલ્ટિક, આર્મેનિયન, આલ્બેનિયન, તોખારી અને હિટ્ટાઇટ આ બધી જ ભાષાઓનું કુળ આર્યકુળ છે.

ગુજરાતી ભાષા આ જ કુળની ભાષા હોઈ, આ કુળ વિશે ખંડ-૨, 'ગુજરાતી ભાષાનો ઉદ્ભવ તથા વિકાસ' ના પ્રારંભમાં વિગતે માહિતી આપવામાં આવી છે (પ્રકરણ-૧૧)



: ૧૦ :

# ભાષા અને લિપિ

ભાષા માનવસમાજનું એક અનિવાર્ય અંગ છે; લેખન અથવા લિપિ માટે એમ કહી શકાય નહીં. ભાષાની અપેક્ષાએ લેખન ઘણી અર્વાચીન શોધ છે. પોતાનું બોલેલું જાળવી રાખવાની અથવા તો સાંભળનાર માણસ અનુપસ્થિત હોય ત્યારે એને કંઈક જણાવવાની અર્થાત્ સંદેશો આપવાની ઈચ્છામાંથી લેખન-પ્રક્રિયાનો ઉદ્‌ભવ થયો હશે તેમ કહી શકાય. લેખનકળાએ જ આપણો ઇતિહાસ જાળવી રાખવામાં મદદ કરી છે, એટલે લેખન ઐતિહાસિક કાળની નીપજ છે એમ પણ કહી શકાય. લેખનનો પ્રચાર હજી ચલુ જ છે. હજી ઘણી ભાષાઓ બોલાય છે, પરંતુ લખાતી નથી. આફ્રિકન ભાષાઓને એની પોતાની લિપિ નથી. ભાષા માટે લેખન અનિવાર્ય નથી. અલબત્ત, સુધરેલા સમાજ માટે લગભગ ભાષા જેટલી જ અગત્ય લેખનની પણ છે, પરંતુ એ અગત્ય માનવીય સંસ્કૃતિ પક્ષે છે, સ્વયં ભાષા પક્ષે નથી. ભાષા ગમે તે લિપિમાં લખાય એથી ભાષામાં ખુદમાં કશો ફેર પડતો નથી. લેખન વગરની ભાષા પણ સંસ્કારી પ્રજાઓની ભાષા જેટલી જ વ્યવસ્થિત અને સુવિકસિત હોય છે. ગુજરાતી ભાષા માટે ગુજરાતી લિપિ કદાચ વધુ અનુકુળ હશે, પરંતુ અનિવાર્ય તો નથી જ, એથી ઊલટું, ચીની ભાષામાં એવી બોલીઓ છે, જે સાંભળતાં એકબીજાને ન સમજાય, પરંતુ એની લિપિ એવી છે કે વાંચીને ગમે તે બોલીનું લખાણ લિપિ જાણનાર સમજી શકે.

લિપિ ધ્વનિના લિખિત સંકેતો જ છે. વર્ણો મુખ્યત્વે ધ્વનિ-ઓના પ્રતિનિધિ છે; જો કે પૂરેપૂરી ધ્વનિઓમાનુસારી લિપિ મળતી નથી. ઉ. ત. અંગ્રેજી લિપિમાં કેટલાક ધ્વનિઓ માટે વર્ણ નથી

('ધ' = 'dh' લખવો પડે છે.) અને અમુક એક જ ધ્વનિ માટે એક કરતાં વધારે વર્ણસંજ્ઞાઓ છે (ઉ. ત. 'C' = 'ક' 'Q' = 'ક' અને 'K' = 'ક')

લિપિની શોધના મૂળમાં ચિત્રો દોરીને સમજાવવાની ક્રિયા રહેલી લાગે છે. ઉ. ત. 'સાપ' વિશે કોઈક અનુપસ્થિત વ્યક્તિને જણાવવું હોય તો 'સાપનું' ચિત્ર મોકલી આપવામાં આવે. પછી 'સાપનું ગમે તેવું ચિત્ર પણ 'સાપ' શબ્દની સંજ્ઞા તરીકે વપરાય. આગળ જતાં 'સાપનું' ચિત્ર સંપૂર્ણ 'સાપ' માટે ન રહેતાં ફક્ત 'સ' ધ્વનિ માટે જ વપરાતું થાય. તો પછી એની બાજુમાં 'આ'ની સંજ્ઞા દર્શાવતું ચિત્ર અને એ પછી 'પ'ની સંજ્ઞા દર્શાવતું ચિત્ર મૂકવામાં આવે તો જ આખા શબ્દ 'સાપ'ની લિખિત સંજ્ઞા તૈયાર થાય. લિપિના વિકાસની પ્રક્રિયા કંઈક આવી જ હોવી જોઈએ. આજે ચિત્રલિપિના (Picture-writing) પ્રાચીન અવશેષો મળી પણ આવે છે. ઉપરાંત, લિપિ વગરની ભાષાઓ બોલતા માણસો (ઉ. ત. રેડ ઇંડિયનો) ખાસ પ્રકારનાં ચિત્રો મોકલીને તેમની ભાષા નહીં જાણનાર માણસ સાથે પણ વ્યવહાર કરી શકે છે. આમ લિપિનો ઉદ્‌ભવ ચિત્રમાંથી, ચિત્રો રૂઢિગત કે સંકેતરૂપ અને સાથે સાથે સરળ બનતાં, થયો હોવો જોઈએ એમ કહી શકાય. એક વાર અમુક મુદ્રા કે વર્ણ અમુક ધ્વનિનો રૂઢ સંકેત બની જાય, પછી ચિત્ર સાથેના એના સામ્યનું કશું જ મહત્ત્વ રહેતું નથી. ઉ. ત. પ્રાચીન ઇજીપ્શીઅનો એક લાખનો આંકડો દર્શાવવા માટે અળસિયાની સંજ્ઞા વાપરતા.

સ્તુર્તવાં લેખન વિકાસનાં પાંચ પગથિયાં નીચે પ્રમાણે દર્શાવે છે:

(૧) પ્રથમ ચિત્રપ્રતીકો રૂઢ અને સરળ બન્યાં.

(૨) તેમણે ધ્વનિના સંકેતોનું સ્થાન પ્રાપ્ત કર્યું.

(૩) અમુક ચિત્રસંજ્ઞાઓ અમુક વ્યંજનો માટે વપરાવા લાગી.

(૪) વ્યંજનની એક જ સંજ્ઞા સ્વીકારીને એ દર્શાવવાની બીજી યુક્તિઓનો ત્યાગ કરવામાં આવ્યો.

(૫) સ્વરો લખવાની શોધ થઈ.

:૧૧:

# આદિમ આર્ય ભાષા

આ ભાષાને આદિમ ભારતીય-યુરોપીય (Proto Indo-European) ભાષા તરીકે પણ ઓળખવામાં આવે છે. આર્ય ભાષા-કુળની તમામ શાખાઓનું મૂળ આ ભાષામા હોવાનું વિદ્વાનો માને છે. લગભગ સમસ્ત ભારત, સમસ્ત યુરોપ, ઇરાન, અમેરિકા, ઓસ્ટ્રેલિયા તથા આફ્રિકાના કેટલાક દેશોમા બોલાતી ભાષાઓ આ ભાષા કુળની જ શાખાઓ છે. આમ દુનિયામાં આજે આ ભાષા-કુળ સંખ્યા, વિસ્તાર, સંસ્કૃતિ, પ્રગતિ આદિ તમામ દૃષ્ટિએ ઉચ્ચતમ સ્થાન ભોગવી રહ્યું છે

આ ભાષા બોલનારી મૂળ પ્રજા પાંચેક હજાર વર્ષ પૂર્વે એશિયા માઈનરમા કે એથીય આગળ વાયવ્યે કિરગીઝ પ્રદેશમાં, એરલ સમુદ્રની ઉત્તરે વસતી. પ્રાચીન ભારતીય ગ્રંથોમાં આ સ્થળ વિષે કાંઈ ચોકકસ ઉલ્લેખો મળતા નથી, પરંતુ આદિમ આર્ય ભાષા અને સુમેરિયનાદિ ભાષાઓની તુલનાથી તથા એ વચ્ચેનું આદાન-પ્રદાન જોતાં એમના મૂળ નિવાસસ્થાન વિષે આવા મત ઉપર આવી શકાય છે. હાલના રશિયામા આવેલા ઉરાલ પહાડોના દક્ષિણ ભાગમાં આવેલા મેદાનોમાં, જંગલોમા ઘોડા થતા. આર્યોએ આ ઘોડાને વાહન બનાવ્યા અને એ વાહને જ આદિમ આર્યોને પ્રાચીન પ્રજાઓમાં એક મહાન વિજયી પ્રજા તરીકે દુનિયાના મોટા ભાગ ઉપર ફેલાઈ જવામાં ઘણી જ સહાય કરી. વેદની ઋચાઓમાં ઘોડાનું ખૂબ મહત્ત્વ ગાવામાં આવ્યું છે એનું એક કારણ આ પણ છે. આ જાતિને

સુમેરી પ્રજા પાસેથી ગાય મળી. સુમેરી શબ્દ 'ગુદ્' માંથી જ આર્ય શબ્દ 'ગ્વોઉસ્' બન્યો છે. આદિમ આર્ય પ્રજા શિકારી હતી. તે પશુપાલન જાણતી, એની દક્ષિણની જાતિઓ પાસેથી શીખી.

આ આર્યોની સર્વપ્રથમ એક ટોળી છૂટી પડીને પશ્ચિમમાં ગઈ ને હાલના પોલૅંડ વિસ્તારમાં સ્થિર થઈ. બીજી હિટ્ટાઈટ શાખાએ એશિયા માઈનરમાં રાજ્ય સ્થાપ્યું. ત્યાર બાદ આશરે ઈ.સ. પૂર્વે ૨૫૦૦ થી ૨૦૦૦ના અરસામાં આદિમ આર્યોનું એક મોટું જૂથ નીકળી પડ્યું, જેણે એશિયા માઈનર ઓળંગ્યું. આ જૂથ હિટ્ટાઈટો સાથે લડ્યું અને એમની વચ્ચે જે સંધિ થઈ એની શરતો લખેલી એક તકતી મળી આવી છે. એમાં ઇન્દ્ર, મિત્ર, નાસત્ય આદિ ઋગ્વેદી દેવોનાં નામો મળે છે. પ્રાચીન આર્ય પ્રજાનું મળી આવતું આ પ્રથમ જ લખાણ બેબીલોનિયન લિપિમાં લખેલું છે. એનો અર્થ એ થાય કે આદિમ આર્યો લખવાની કળા જાણતા નહોતા. એ તેઓ બેબીલો-નિયનો અને સુમેરિયનો પાસેથી શીખ્યા. આ જૂથ એશિયા માઈનર અને મેસોપોટેમિયા ઓળંગીને ઈરાનમાં પ્રવેશ્યું અને ઈરાનમાંથી એક મોટી ટોળી ભારતમાં આવી. અર્વાચીન પંજાબ આસપાસ સપ્તસિંધુ નામે ઓળખાતા પ્રદેશમાં વસી સ્થિર થઈ. ઈ.સ. પૂર્વે ૨૦૦૦ ના અરસામાં આર્યો ભારતમાં આવી ગયા હશે એમ કલ્પી શકાય છે.

આ કુળની ભાષાઓ સંસ્કૃત, અવેસ્તી, ગ્રીક, લેટિન આદિ છે. વેદોનો આરંભ એશિયા માઈનરમાં જ થયો હોવો જોઈએ. ત્યાં વૈદિક દેવોનાં નામ મળી આવે છે. એશિયા માઈનર અને મેસોપોટેમિ-યામાંથી ઇરાનમાં પ્રવેશેલા આર્યોની ભાષા-સંસ્કૃતિ ભારતીય-ઇરાની (Indo-Iranian) તરીકે ઓળખાય છે. આ સંસ્કૃતિ તથા સાહિ-ત્યના ઘણા અંશો 'અવેસ્તી', 'પ્રાચીન ઈરાની' તથા કેટલેક અંશે 'પ્રાચીન ભારતીય' ભાષાઓમાં જળવાઈ રહ્યા છે.

આદિમ ભારતીય-યુરોપીય ભાષાનો એક પણ લિખિત શબ્દ પ્રાપ્ય નથી. સંસ્કૃત, અવેસ્તી ગ્રીક, લેટિન આદિ પ્રાચીન ભાષાઓની પરસ્પર તુલના કરીને વિદ્વાનોએ એ મૃત ભાષાના કેટલાક ધ્વનિઓ તથા શબ્દોનું પુનર્ઘટન કરવાનો યત્ન કર્યો છે. એ ભાષાના વિકાસ તથા એમાં પ્રવેશના ગયેલા શબ્દો વગેરે વિષે પણ કીમતી માહિતી પ્રાપ્ત કરી છે.

તુલનાત્મક પદ્ધતિ દ્વારા આદિમ આર્ય ભાષાના ધ્વનિઓ કે શબ્દો કેવી રીતે પુનર્જીવિત થઈ શકે છે એનું એક ઉદાહરણ અગાઉ જોઈ ગયા.

આદિમ આર્ય ભાષા ( ભા-યુ. ) માં ત્રણ તત્ત્વો મુખ્ય હતાં:

(૧) ધાતુ (૨)પ્રત્યયો ( Suffixes )અને (૩) અંત્ય પ્રત્યયો ( terminations ). પૂર્વવર્તી ઉપસર્ગો ( prefixes ) નહિ હોય; કારણ કે એ સંસ્કૃત, અવેસ્તી, ગ્રીક વગેરેમા જોવા મળે છે ( ઉ ત. उप + गच्छत् ); પરંતુ એની અન્ય શાખાઓમાં એનો સંપૂર્ણ અભાવ વરતાય છે.

આ ભાષામાં નામ, સર્વનામ, વિશેષણો તથા આંકડાઓ હતા. ક્રિયાપદોમાં સકર્મક, અકર્મક ક્રિયાપદો હતા; કૃદંતો થતા; કાળનાં ત્રણે સાદાં રૂપો થતાં : ભૂત, ભવિષ્ય અને વર્તમાન રૂપો પ્રત્યયો લગાડીને અથવા તો ધાતુઓને બેવડાવીને બનાવવામાં આવતાં. ધાતુઓ ગણવિકરણવાળાં તેમ જ વિનાનાં બને હતાં. નામધાતુઓ હતાં. કર્મણિ અને પ્રેરક રૂપો પણ બનાવવામાં આવતાં. જુદા જુદા પ્રત્યયો દ્વારા નામ ધાતુઓ તથા અન્ય રૂપો સિદ્ધ કરવામાં આવતાં.

નામની-સર્વનામની આઠ વિભક્તિઓ હતી, ત્રણ લિંગ હતાં અને ત્રણ વચન હતાં. સમાસો કરવામાં આવતા. સર્વનામના ત્રણ પુરુષો હતા. દર્શક તથા પ્રશ્નાર્થ સર્વનામો પણ હતાં. આશરે એક હજાર સુધીના આંકડાઓ વપરાતા.

આદિમ ભાષામાં અવ્યયો હતા, પરંતુ પ્રારંભમાં એનું સ્વરૂપ વિકારી હોવું જોઈએ. ઉ. ત. વૈદિક સંસ્કૃતમાં "स्वस्ति"નાં "स्वस्तये" "स्वस्तिना" વગેરે રૂપો મળે છે. પછી સંસ્કૃતમાં 'स्वस्ति' અવ્યયી રૂપ બને છે.

આરોહ-અવરોહાત્મક આઘાત (pitch-accent) તથા સ્વરાઘાત (stress accent) અને સૂર (tone) નો ઉપયોગ પણ થતો. પદોની રૂપરચનામાં સ્વરાઘાત સહાયભૂત થતો. સંસ્કૃતમાં જે ગુણ અને વૃદ્ધિ થાય છે એ સ્વરાઘાતમાંથી જ ઊતરી આવેલી પ્રક્રિયા છે.

એ ભાષામાં સ્વરો, સંયુક્ત સ્વરો અને વ્યંજનો હતા. વ્યંજનો વધુ પ્રમાણમાં સ્પર્શ તત્ત્વવાળા હતા. સંઘર્ષી વ્યંજનો ઓછા હતા.

**ગ્રીમ, ગ્રેસમેન અને વર્નરના નિયમો :**

આદિમ આર્ય ભાષામાંથી જર્મન ભાષાઓમાં થયેલાં ધ્વનિપરિવર્તનો વિષે કેટલાક વિદ્વાનોએ ચોક્કસ નિયમો તારવી કાઢયા છે, જે આદિમ ભારતીય-યુરોપીય ભાષાના મૂળ ધ્વનિઓ શોધવામાં ખૂબ જ સહાયભૂત થાય એવા છે. ઈ. સ. ૧૮૧૯માં ગ્રીમ નામના વિદ્વાને જર્મન ભાષાનું વ્યાકરણ પ્રસિદ્ધ કર્યું. એમાં તેણે આ નિયમ દર્શાવ્યો :

(૧) આદિમ આર્ય ભાષાના ક્, ત્, પ્ નું જર્મનમાં અનુક્રમે ખ્, થ્, ફ્ થયું.

(૨) આદિમ આર્ય ભાષાના ગ્, દ્, બ્ > ક્, ત્, પ્.

(૩) આદિમ આર્ય ભાષાના ઘ્, ધ્, ભ્ > ગ્, દ્, બ્.

ગ્રીમના આ નિયમથી જર્મન શાખાનાં ઘણા વ્યંજનો બાબતમાં સમાધાન થઈ ગયું, પરંતુ ખુદ ગ્રીમને જ લાગ્યું કે એમાં ઘણા અપવાદ રહી ગયા હતા. એમાં એક અપવાદ એવો હતો કે આદિમ 'દ્,' 'બ્' નો જર્મન શાખામાં ત્,પ્ થાય, પરંતુ 'બિઉદ',

'બાઈન્દ', 'દાવ્સ્', વ૦ શબ્દોમાં આદિમ 'દ્', 'બ્' કાયમ રહે છે.

આ અપવાદનું નિરાકરણ **હર્મન ગ્રેસમેન** નામના વિદ્વાને કર્યું. એણે એવું સિદ્ધ કર્યું કે સંસ્કૃત અને ગ્રીક ભાષાઓના એક સ્વકીય નિયમ મુજબ, જો આદિમ આર્ય ભાષામાં ધાતુના આદિ અને અંત બંને સ્થાને ઉપર મહાપ્રાણ ધ્વનિ હોય તો આ ભાષાઓમાં એક મહાપ્રાણ અલ્પપ્રાણ બની જાય છે. એથી જર્મન શાખાના 'બિઉદ' (સં. ઘોધ), 'બાઈન્દ' (સં. બન્ધ) અને 'દાવ્સ્' (સં. દમ્)નાં આદિમ સ્વરૂપ 'ભેઉધ્', 'ભેન્ધ્' 'ધોમ્' હોઈ શકે. સંસ્કૃત અને ગ્રીક પ્રાચીનતર ભાષાઓ હોવાથી એવી અટકળ પણ કરી શકાય કે આદિમ આર્ય ભાષાઓની જ આ બે અવસ્થાઓ હોઈ શકે: (૧) જ્યારે ધાતુમાં બે મહાપ્રાણ રહેતા (૨) જ્યારે ધાતુમાં એક જ મહાપ્રાણ રહી શકતો.

ગ્રીમના નિયમાનુસાર આદિમ આર્ય ભાષાના ક્, ત્, પ્ નું જર્મન શાખામાં અનુક્રમે ખ્, થ્, ફ્, થવું જોઈએ, પરંતુ કેટલાક શબ્દોમાં ક, ત્, પ્ નું અનુક્રમે ગ્, દ્, બ્ થયું હોવાનું સમજાય છે. આ અપવાદ સમજાવતો નિયમ કાર્લ **વર્નર** નામના વિદ્વાને શોધી કાઢ્યો. **વર્નરના નિયમ** મુજબ જો આ ધ્વનિઓના પૂર્વ વર્ણ ઉપર સ્વરભાર હોય તો ગ્રીમના નિયમ મુજબ ક્, ત્, પ્ >ખ્, થ્, ફ્ થાય, નહિ તો અનુક્રમે ગ્, દ્, બ્ થાય, અને સ્>ર્ પણ થાય. અર્થાત્ આ ધ્વનિપરિવર્તનનો ક્રમ નીચે પ્રમાણે દર્શાવી શકાય.

ક્, ત્, પ્ >ખ્, થ્, ફ્ > ઘ્, ધ્, ભ્ >ગ્, દ્, બ્.

---

: ૧૨ :

# ભારતીય–ઈરાની ભૂમિકા (Indo-Iranian)

ભાષાઓનો વિકાસ મુખ્યત્વે ત્રણ પ્રક્રિયાઓને આભારી છે. આ ત્રણે પ્રક્રિયાઓ પ્રત્યેક ભાષામાં આપોઆપ સનત ક્રિયાશીલ રહે જ છે: (૧) જૂનીના કેટલાંક તત્ત્વોને જાળવી રાખે (૨) અમુક તત્ત્વોને ફગાવી દે, અને (૩) નવાં નવાં તત્ત્વો ઉત્પન્ન કરતી રહે. આ પ્રક્રિયાઓ મુજબ, આદિમ ભારતીય–યુરોપીય ભાષા પણ, પશ્ચિમ અને પૂર્વમા વિભક્ત થયેલી ટોળીઓની પોતપોતાની ભાષા તરીકે વિકાસ સાધતી રહી. ઉપર દર્શાવેલી પ્રક્રિયાઓ દરેક ભાષામાં જુદી જૂદી રીતે થાય, પરંતુ કોઈ ચોક્કસ ભાષા, જ્યારે કોઈ ચોક્કસ ભાષાસમાજમાં બોલાતી હોય ત્યારે પરિવર્તનો પણ એ ભાષા પૂરતાં બધા જ ધ્વનિઓનાં ધ્વનિદીઠ એકસરખાં જ થાય અને જો એ જ ભાષાસમાજ વિભક્ત થાય અને પરસ્પર સંપર્ક સદંતર તૂટી જાય તો પછી ધ્વનિપરિવર્તનો પરસ્પર સ્વતંત્ર રીતે જ થાય' એ પણ ભાષાના વિકાસનો એક મહત્ત્વનો નિયમ છે. અગાઉ જણાવ્યું છે તેમ આદિમ ભારતીય–યુરોપીય બોલતી પ્રજાની જે એક મોટી ટોળી ઇરાનમાં આવીને સ્થિર થઈ એની ભાષા ક્રમે ક્રમે બદલાઈને **ભારતીય–ઇરાની** ભૂમિકામાં પ્રવેશી.

આ ભૂમિકા આર્યકુળની એક મહત્ત્વની શાખા છે. એમાં આર્ય જાતિનું પ્રાચીનતમ સાહિત્ય ઉપલબ્ધ છે ઋગ્વેદ સંહિતા ઈ. સ.

પૂર્વે ૪૦૦૦ થી ૧૫૦૦ સુધીના ગાળાની ગણાય. અવેસ્તા ઈ. સ. પૂર્વે ૭૦૦ ના અરસાનો ગ્રંથ છે. ઈરાનમાં આવી વસેલાં આર્ય-કુટુંબોમાં 'પરશુ' કુટુંબ મુખ્ય હોવું જોઈએ; જેના ઉપરથી 'પારસી' કે 'ફારસી' શબ્દ વ્યુત્પન્ન કરી શકાય છે. વૈદિક સાહિત્યનો પાયો આ જ ભૂમિકામાં નંખાયો. આજે ઋગ્વેદમાં આ જ ભૂમિકામાં રચાયલી કેટલીક ઋચાઓ મળે છે; જો કે એનું ભાષાકીય સ્વરૂપ પલટાઈ ગયું છે. આ ભૂમિકામાં, આર્યોએ આર્યેતર પ્રજાઓ પાસેથી ઉછીના લીધેલા શબ્દો પણ મળી આવે છે.

'ભારતીય ઈરાની' ભાષાનાં મુખ્ય મુખ્ય લક્ષણો નીચે મુજબ છે :

(૧) આદિમ આર્ય ભૂમિકામાં જે ત્રણ મૂળ હ્રસ્વ સ્વરો અ, એ, ઓ હતા તેનો એક જ અસ્વરિત 'અ' કાર અને દીર્ઘ આ, એ, ઓ હતા તેનો એક જ સ્વરિત, 'અ' બની રહ્યો.

(૨) સંયુક્ત સ્વરોની સંખ્યા છની થઈ ગઈ: ઐ, ઔ, અર્, અલ્, અમ્, અન્. આદિમ આર્ય ભાષામાં ય્, ર્, લ્, વ્, મ્ અને ન્ પણ સ્થાન પ્રમાણે સ્વર અથવા વ્યંજન ગણાતા. કાલક્રમે મ્ અને ન્ સ્વર તરીકે લુપ્ત થયા અને એમનો 'અ' આદેશ થઈ ગયો. 'ઋ' અને 'ઌ' ની સ્વરરૂપ ધ્વનિસંજ્ઞા ભુલાઈ ગઈ.

(૩) અસ્વરિત ( neutral ) 'અ' નો 'ઈ' બની ગયો.

(૪) ઇ, ઉ, ર્ અને ક પછી આવતો 'સ્' ( દન્ત્ય ) આ ભૂમિકામાં 'શ્' ( તાલવ્ય ) થઈ ગયો.

(૫) ક્વ્, ખ્વ્, ગ્વ્, ઘ્વ્ ભારતીય ઈરાનીમાં ક્, ખ્, ગ્, ઘ્ બની ગયા, અર્થાત્ એમાંનો ઓષ્ઠ્ય ધ્વનિ નષ્ટ થયો. એમાંથી જે

ધ્વનિઓ ઈ, એ સ્વરો પૂર્વે આવતા એ ચ્, છ્, જ, ઝ્ બની જતાં, તાલવ્ય ધ્વનિઓ વિકસ્યા.

આ ભારતીય-ઈરાની શાખામાંથી જ પ્રાચીન ભારતીય ભાષા (Old-Indian) નો ઉદ્ભવ થયો છે એથી 'અવેસ્તી' અને 'સંસ્કૃત' ભાષાઓ વચ્ચે ખૂબ જ સામ્ય દેખાય છે. ઉ. ત.

અવસ્તા : યો યથા પુથમ્ તઉરુનમ્ હઓમમ્ વન્દએતા મર્યો ।
સંસ્કૃત : या यथा पुत्रं तरुणं सोमं वन्देत मर्त्यः । ભા-ઈરાનીમાં 'ટ્' વર્ગના ધ્વનિઓ બિલકુલ નહોતા.

: ૧૩ :

# પ્રાચીન ભારતીય ભૂમિકા

## ( Old Indian )

ઈ. સ. પૂર્વે ૧૫૦૦ના અરસામાં ઇરાનમાં દેવપૂજક અને અસુરપૂજક આર્યો વચ્ચે વૈમનસ્ય ઉદ્ભવ્યું અને દેવપૂજક ટોળીએ ભારત તરફ પ્રયાણ કર્યું. આર્યકુટુંબો મોટા સમૂહમાં ધીમે ધીમે આગળ વધ્યા હશે એથી આ નિષ્ક્રમણનો ઉલ્લેખ વેદોમા ( ઋગ્વેદમાં ) મળતો નથી. પ્રારંભમાં તેઓ પંજાબ અને વાયવ્ય સરહદના પ્રદેશમાં આવીને વસ્યા હશે એમ સમજાય છે (સપ્તસિંધુના પ્રદેશમાં). અહીં જ ઋગ્વેદનું આખરી સ્વરૂપ ઘડાયું. અહીં આર્યો દ્રાવિડ, મુંડા આદિ જાતિઓ સાથે સંપર્ક તથા સંઘર્ષમાં આવ્યા. આથી તેમની ભાષામાં પરિવર્તન થતું રહ્યું. પ્રાચીન ભારતીય ભૂમિકાનું શ્રેષ્ઠ ઉદાહરણ ઋગ્વેદ છે. ઋગ્વેદમા પણ બોલીની ભિન્નતા જણાય છે. એ જોતાં એમ કલ્પી શકાય છે કે આર્યો જુદી જુદી ટોળીઓમા અહીં આવતા ગયા હશે.

પાણિનિના સમયમાં વૈદિક સાહિત્ય 'છન્દસ્' અને સામાન્ય જનની ભાષા 'ભાષા' વચ્ચે ઘણો ફરક પડી ગયો. બોલીભેદ દૂર કરવાનો ભવ્ય પુરુષાર્થ પાણિનિએ કર્યો. ઉત્તર ભારતમાં પ્રચલિત આ ભાષાની ત્રણ શાખાઓ 'ઉદીચ્ય,' 'પ્રાચ્ય' અને 'મધ્યદેશીય' માંથી પાણિનિએ ઉદીચ્યને મહત્ત્વ આપ્યું. એ પછી સદીઓ સુધી પાણિનિના સંસ્કૃતનું વર્ચસ્ રહ્યું. સંસ્કૃત ભાષાનો પ્રથમ શિલાલેખ ગિરનારનો રુદ્રદામનનો ઈ. સ. ૧૫૦નો ગણાય. ત્યારથી લગભગ

બારમી સદી સુધી સંસ્કૃતને રાજ્યાશ્રય મળ્યા કર્યો હોય એવા પુરાવા મળે છે.

ભારતની તમામ પ્રાકૃત ભાષાઓ સંસ્કૃતના આશ્રયે વિકસી. ભારત બહાર ચીન, તિબેટ, હિન્દી ચીન, જાવા, સુમાત્રા, બાલી અને જાપાન સુધી સંસ્કૃતનો પ્રભાવ વિકસ્યો. આજે પણ સંસ્કૃત ભાષા જીવંત જેવી જ છે. બોલચાલની ભાષા નહીં હોવા છતાંય સંસ્કૃતને દુનિયાની બીજી કોઈ પણ ભાષા કરતાં વધુ પ્રાધાન્ય મળ્યું છે. પદપાઠ, ક્રમપાઠ, ઘનપાઠ આદિ યુક્તિઓ દ્વારા એના પ્રાચીનતમ અંશો જાળવી રાખવાના પ્રયત્નો થયા છે.

પ્રાચીન ભારતીય ભાષાએ દ્રાવિડ, મુંડા આદિ ભાષાઓમાંથી શબ્દો લીધા એનો પુરાવો તુલનાત્મક પદ્ધતિ વડે, ગ્રીક, લેટિન, અવેસ્તા જોડે સરખાવતાં મળે છે. અન્ય આર્ય ભાષાઓમાં મૂર્ધન્ય ઘણો નથી; ભારતીય આર્ય (પ્રાચીન ભારતીય)માં છે.

**પ્રાચીન ભારતીયનાં લક્ષણો :**

(૧) 'અઈ,' 'અઉ'નો સંકોચ થઈને 'એ' 'ઓ' તથા 'આઈ' 'આઉ'નો સંકોચ થઈને 'ઐ' 'ઔ' થયા.

(૨) તાલવ્યીકૃત કંઠ્ય ધ્વનિઓ (Palatalized velars) ભૂંસાઈ જઈ નવા તાલવ્ય ધ્વનિઓ વિકસ્યા.

(૩) તદ્દન નવા મૂર્ધન્ય ધ્વનિઓ (ટ, ડ, ષ, ળ) અસ્તિત્વમાં આવ્યા.

(૪) સઘોષ સંઘર્ષી (Voiced spirants) 'ઝ' લુપ્ત થયા.

(૫) કાળનાં નવાં રૂપો અસ્તિત્વમાં આવ્યાં.

(૬) (અ) સ્વરો : અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, એ, ઐ, ઓ, ઔ [illegible]

વ્યંજનો : કંઠ્ય (Velar) : ક વર્ગ
તાલવ્ય (Palatals) : ચ વર્ગ
મૂર્ધન્ય (Cerebrals) : ટ વર્ગ
દંત્ય (Dentals) : ત વર્ગ
ઓષ્ઠ્ય (Labials) પ વર્ગ

અઘોષ સંઘર્ષી (unvoiced fricatives) : સ્, શ્, ષ્.

સઘોષ સંઘર્ષી : હ્, અઘોષ હ્

શુદ્ધ અનુનાસિક : મ્

અર્ધસ્વરો : તાલવ્ય ય્, મૂર્ધન્ય ર્, દંત્ય લ્ અને ઓષ્ઠ્ય વ્

(ગ) પદોના ત્રણ પ્રકાર પ્રચલિત બન્યા :

નામ : (વિશેષણ, સર્વનામ, આંકડા સહિત)

ક્રિયાપદ : (કાળનાં તથા અર્થનાં રૂપો અને કૃદંતો સહિત.)

અવ્યયો : (ક્રિયાવિશેષણ, ઉપસર્ગ, પ્રત્યય, ઉભયાન્વયી)

જાતિ : ત્રણ, વચન : ત્રણ, વિભક્તિ : આઠ, પુરુષ : ત્રણ. વ્યંજનાંત નામોની સંખ્યા ઘટતી ગઈ, સ્વરાંત નામો વધવા લાગ્યાં; પ્રત્યયો લગાડીને નામો બનાવવાની રીત પ્રચલિત બની.

ક્રિયાપદના કર્મણિ, કર્તરિ પ્રયોગ થવા લાગ્યા. વિશેષણોનાં 'ઇયસ્' અને 'તર' લગાડીને તુલનાદર્શક તથા 'ઇષ્ઠ' અને 'તમ' લગાડીને શ્રેષ્ઠતાદર્શક રૂપો બનાવાયાં.

અર્વાચીન ભાષાઓના ઉદ્ભવમાં આ ભૂમિકાનાં કૃદંત રૂપોએ ખૂબ જ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.

: ૧૪ :

# મધ્યકાલીન ભારતીય ભૂમિકાઓ

## (Middle Indian Languages)

આર્ય સંસ્કૃતિના મુખ્ય ધામ વાયવ્ય અને પંજાબ પ્રદેશમાં શુદ્ધ સંસ્કૃત ભાષા બોલાતી રહી, પરંતુ પૂર્વ તથા દક્ષિણ તરફ આર્યો આગળ વધતા ગયા તેમ તેમ તેઓ અનાર્ય પ્રજાઓ સાથે ભળતા ગયા ને નવી નવી બોલીઓ ઝડપભેર વિકસવા લાગી. નજીકના સૌરાષ્ટ્ર પ્રદેશમાં આર્યોની કોઈ મોટી ટોળીએ પ્રવેશ કર્યો હશે એમ કૃષ્ણની કથા સૂચવે છે. પૂર્વ તરફ આર્યો સાથે અનાર્યો વધુ સંખ્યામાં ભળ્યા અને પશ્ચિમ સાથેનો સંપર્ક નહિવત્ બની ગયો આથી એ બાજુ ભાષા ઝડપભેર બદલાતી ગઈ. યાસ્ક અને પ્રાતિશાખ્યમાં પ્રાચીન ભારતીયના બોલીભેદો નોંધાયા છે અને પાણિનિ તથા પતંજલિએ પણ અપભ્રષ્ટ ભાષાનો ઉલ્લેખ કર્યો છે. પશ્ચિમમાં સૌરાષ્ટ્રાદિ પ્રદેશમાં બોલીભેદ પ્રમાણમાં ઓછા ફેરફારોવાળો હતો; જ્યારે પૂર્વમાં વધારે ફેરફારો થયા હતા.

સર્વપ્રથમ લોકભાષાનો સ્પષ્ટ ઉલ્લેખ આપણને બુદ્ધ અને મહાવીરમાં (ઈ. સ. પૂ. ૫૦૦) મળે છે. આ ધર્મસ્થાપકોએ પોતાનો ઉપદેશ લોકભાષામાં કર્યો હતો, કારણ કે પૂર્વની પ્રજા પ્રાચીન ભારતીય ભાષા સમજી શકતી નહોતી. આ ઉપરથી એમ કહી શકાય કે બુદ્ધ પૂર્વે બસોએક વર્ષથી આ બોલીભેદો અસ્તિત્વમાં આવ્યા હશે. એને પ્રાચીન માગધી નામે ઓળખવામાં આવે છે, જો કે બૌદ્ધ અને જૈન ધર્મનો ઝડપી ફેલાવો થતાં, એની મૂળ ભાષાનું જે લિખિત

સ્વરૂપ જળવાયું તે ઘણા ફેરફારોવાળું બન્યું. આથી મૂળ સ્વરૂપ ચોક્કસ રીતે શોધી શકવું મુશ્કેલ બને છે.

આમ છતાં, પૂર્વની એ ભાષા બે મહાન ધર્મોની ધાર્મિક ભાષા બની. એનો સ્પષ્ટ લિખિત ઉલ્લેખ તો આપણને અશોકના ઉત્કીર્ણ લેખોમાં મળે છે. જો કે આ શિલાલેખોમાંના આદેશો મૂળ માગધીના કોઈ સ્વરૂપમાં જ લખાયા હશે (ઈ. સ. પૂ. ૨૫૦), પરંતુ જુદાં જુદાં સ્થળોએ એ જુદી જુદી પ્રાદેશિક ભાષાઓમાં કોતરવામાં આવ્યા છે.

બૌદ્ધ ધર્મની ભાષા 'પાલિ' કહેવાય છે, પરંતુ પાલિનું સ્વરૂપ જોતાં એ પૂર્વની ભાષા નથી લાગતી. અશોક પછી રાજકારણ, ધર્મ અને સંસ્કૃતિનું કેન્દ્ર પુનઃ પશ્ચિમમાં આવ્યું આથી પશ્ચિમની સાહિત્યિક ભાષામાં બૌદ્ધ અને જૈન બંને ધર્મોના મૂળ આદેશો અનૂદિત તથા સંપાદિત કરવામાં આવ્યા. એ ધર્માનુસાર અનુક્રમે 'પાલિ' અને 'અર્ધમાગધી' ભાષાઓ કહેવાઈ. પાલિ બુદ્ધકાલીન ભાષા નથી. અશોકના જ એક લેખ ઉપરથી સમજાય છે કે અશોકે પૂર્વની જે ભાષામાં બૌદ્ધ આદેશોનો અભ્યાસ કરેલો એ ભાષા પાલિથી ભિન્ન હતી.

અશોકના શિલાલેખોમાંના જે પશ્ચિમ ભારતમાં (ગિરનાર, સોપારા ઇ૦) આવેલા છે એની ભાષા સાથે ગુજરાતીને વધુ સંબંધ છે ગિરનારનો લેખ સંસ્કૃત અને શૌરસેની પ્રાકૃતની વધુ નજીક છે.

મધ્યકાલીન ભારતીય ભાષાઓને ત્રણ વિભાગોમાં વહેંચી શકાય છે :

(૧) પૂર્વ મધ્યકાલીન : (Early Middle-Indian) : ઈ.સ. પૂ. ૭૦૦ થી ઈ.સ. પૂ. ૨૦૦, પ્રાચીન માગધી, અર્ધમાગધી, અશોકના શિલાલેખોમાંના બોલીભેદો, બૌદ્ધગાથાઓ (જાતક, ધમ્મપદ) તથા આરંભિક પાલિ એમાં ગણી શકાય.

(૨) મધ્ય મધ્યકાલીન (Middle Middle-Indian) : ઈ.સ. પૂ. ૨૦૦ થી ઈ.સ. ૬૦૦, અશોક પછીનાં શિલાલેખોની પ્રાકૃત, સં નાટકોમાંની પ્રાકૃત, જે વરરુચિ, હેમચંદ્ર ઈ. વ્યાકરણકારોએ નોંધી છે એ આ ગાળામાં આવે.

(૩) અપભ્રંશ : ઉત્તર મધ્યકાલીન (Late Middle-Indian) :- ઈ. સ. ૬૦૦ થી ઈ. સ. ૧૦૦૦

(૧) પ્રથમ ભૂમિકાનાં પરિવર્તનો :

(અ) સંયુક્ત વ્યંજનો પૂર્વે આવેલો દીર્ઘ સ્વર હ્રસ્વ થાય અને અમુક સંજોગોમાં સંયુક્ત વ્યંજનો પૂર્વે આવેલો હ્રસ્વ સ્વર દીર્ઘ થાય :

ઉ. ત. જીર્ણ > જિણ્ણ, પરંતુ સિંહ > સીહ

(આ) ઐ અને ઔ નો એ અને ઓ થતો :

વૈહાયસ > વેહાસ (પાલિ), પૌત્ર > પોત્ત (પાલિ)

(૨) બીજી પ્રાકૃત ભૂમિકામાં સ્વરો બાબતમાં ખૂબ જ ગોટાળા થવા લાગ્યા :

(અ) પ્રારંભમાં આવતા કેટલાક સ્વરો લુપ્ત થયા:

ઉ. ત. ઉદક > દગ. દાડિમ > દાળિમ્

(આ) સ્વરમધ્યગત સ્પર્શ વર્ણનો બહુધા લોપ થતો :

ઉ. ત. કાકઃ > કાઓ, કતિ > કઇ; પરિણામે એકસરખા બે સ્વરો સાથે સાથે આવતા તો એને બદલે એક જ દીર્ઘ સ્વર વપરાતો : આ + આ > આ, ઇ + ઈ > ઈ. લાંબા શબ્દોમાં ખાસ આવું બનતું.

(ઇ) દંત્ય ધ્વનિ મૂર્ધન્ય થયા :

ઉ. ત. ન્ > ણ્, દંશ > ડંશ

પ્રાકૃત ભૂમિકાના સ્થળભેદ પ્રમાણે નીચેના પ્રકારો વિકસ્યા; જે

સાહિત્યિક પ્રાકૃતો (ધાર્મિક ભેદ નહિ એવી) તરીકે પણ ઓળખાય છે: (૧) માગધી (૨) મહારાષ્ટ્રી (૩) પૈશાચી (૪) શૌરસેની

**માગધી:** મગધ પ્રદેશની આ ભાષા હતી. એમાં સંસ્કૃત સ્ નો શ્ થતો અને ર્ નો લ્ થતો: સપ્ત > શત્ત, રાજા > લાજા. પ્રાકૃત જ્ નો ય્ થતો: સં: યથા > પ્રા.જધા > મા. યધા.

સં. અકારાન્ત પ્રથમા એકવચનનો અ પ્રાકૃતમાં ઓ થતો, પરંતુ માગધીમાં એ થતો અર્થાત્ મૂળના વિસર્ગનો ઉ થવાને બદલે ઈ થતો: સં. દેવ: > પ્રા. દેવો > મા. દેવે. આ ભાષામાં કોઈ સાહિત્ય ઉપલબ્ધ નથી, જ્યારે શૌરસેની અને માગધીના મિશ્રરૂપ અર્ધમાગધી પ્રાકૃત જૈન ધાર્મિક સાહિત્યની મુખ્ય ભાષા છે.

**મહારાષ્ટ્રી:** મહારાષ્ટ્ર પ્રદેશમાં ( દક્ષિણ, વિદર્ભ, વિન્ધ્યાદિ ) એક કાળે બોલાતી આ પ્રાકૃત સાહિત્યની અને વિશેષત: કાવ્યની ભાષા હતી. સં. નાટકોના ઘણા પ્રાકૃત પદ્યભાગો મહારાષ્ટ્રીમાં મળે છે. એમાંથી મરાઠી ભાષા વિકસી, આ પ્રાકૃતમાં બહુ ઉચ્ચ કોટિના સાહિત્યનું સર્જન થયું છે. 'ગાથાસપ્તશતી' અને 'રાવણવહો' જેવી, સંસ્કૃત કૃતિઓની બરોબરી કરી શકે તેવી રચનાઓ આ પ્રાકૃતમાં થઈ છે. એમાં સ્વરમધ્યગત અલ્પપ્રાણનો લોપ થતો અને મહાપ્રાણનો હ્ થઈ જતો:

ઉ. ત. ગચ્છતિ > ગચ્છઇ, ક્રોધ: > કોહો.

**પૈશાચી:** આર્યોના પ્રવેશ પૂર્વે, ભારતમાં મુંડા ભાષા બોલતી જે જાતિઓ હતી એ સંભવત: પાછળથી આવેલા દ્રાવિડોના ભયથી ભાગીને પહાડોમાં જઈ વસેલી દ્રાવિડો પછી આર્યો આવ્યા ત્યારે આ જાતિઓ મુખ્યત્વે હિમાલય તથા ઇશાન ભારતના પહાડી પ્રદેશમાં વસતી હતી. આર્યોએ એમને 'પિશાચો' ગણ્યા અને એમની

ભાષા તથા બોલીઓ પૈશાચી તરીકે ઓળખાઈ પ્રાચીન ભારતીય આર્ય ભાષા અને મુંડા ભાષાના મિશ્રણરૂપ આ પૈશાચી પ્રાકૃત હતી.

એમાં સ્વરમધ્યગત સઘોષ ધ્વનિ અઘોષ થઇ જતા :

ઉ. ત. ગગનમ્ > ગકનમ્ , > રાજા > રાચા

ગુણાઢયની 'બૃહત્કથા' પૈશાચી પ્રાકૃતમાં લખાઈ હતી, જે આજે અપ્રાપ્ય છે. એના સંક્ષિપ્ત સંસ્કૃત અનુવાદો 'બૃહત્કથામંજરી' તથા 'કથાસરિત્સાગર' મળે છે.

**શૌરસેની :** પ્રાકૃતોમાં આ એક મહત્ત્વની ભાષા હતી અને ગુજરાતી ભાષાની ઉત્પત્તિને આ પ્રકાર સાથે ગાઢ સંબંધ છે. મધ્યદેશ, અવંતી, સૌરાષ્ટ્ર, મરુદેશ, રાજપુતાના, પંજાબ, સિંધ ઈત્યાદિ વિશાળ વિસ્તારમાં બોલાતી આ પ્રાકૃત લગભગ સંસ્કૃતની સમકક્ષ ગણાય એવી શિષ્ટમાન્ય ભાષા બની રહી. ભારતીય નાટય સાહિત્યનું જન્મસ્થાન પણ શૌરસેની વિસ્તારમાં જ અને સંસ્કૃત નાટકોમાં નીચ પાત્રોના મુખમાં મોટે ભાગે આ શૌરસેની પ્રાકૃત જ મૂકવામાં આવ્યું છે. શૌરસેનીમાં સ્વરમધ્યગત ત્ , થ્ નો દ્ , ધ્ થઈ જાય છે :

ગચ્છતિ > ગચ્છદિ, યથા > જધા, પરંતુ સ્વરમધ્યગત દ્, ધ્ અપરિવર્તિત રહે છે, જલદઃ > જલદો, ક્રોધઃ > કોધો.

**અપભ્રંશ :** મધ્યકાલીન ભૂમિકાની ઉત્તરકાલીન અવસ્થામાં 'અપભ્રંશ' નામે ઓળખાતો એક ભાષાપ્રકાર ઈ. સ. ની ૭મી સદીમાં તો એક સાહિત્યકીય ભાષા તરીકે રૂઢ થઈ ચૂકયો હોય એવા ઉલ્લેખો મળે છે. 'અપભ્રંશ'ના શબ્દાર્થને તો 'ભ્રષ્ટતા' કે 'વિકૃતિ' સાથે જ સબંધ છે એટલે સંસ્કૃત કે સાહિત્યિક પ્રાકૃતોની અપેક્ષાએ જે ભાષા ગ્રામ્ય કે વિકૃત ગણાઈ એને 'અપભ્રંશ' એવું નામ આપવામાં આવ્યું હોય. હકીકતે તો કોઇ પણ ભાષા 'ભ્રષ્ટ' નથી હોતી, કારણ કે પ્રત્યેક ભાષા હરપળે

પરિવર્તન પામતી જ રહે છે અને પ્રત્યેક ભાષા, પ્રત્યેક તબક્કે, પ્રત્યેક વ્યવહારના માધ્યમ તરીકે એકસરખી જ સબળ હોય છે; આમ છતાં, યુગે યુગે અમુક ભાષા શિષ્ટ અને શુદ્ધ મનાતી રહે છે તે જ યુગમાં એ ભાષા બરાબર એ જ પ્રમાણે બોલી નહિ શકનાર પ્રજાઓની, મુખ્યત્વે ગ્રામીણ પ્રજાઓની બોલીઓને અપભ્રંશ કહેવામાં આવી જ છે. આજે પણ એ જ માન્યતા ખુદ ગુજરાતી સહિત પ્રત્યેક ભાષામાં એટલી જ રૂઢ છે. 'ક્યાં' ને બદલે 'ચ્યાં' (ચરોતરીમાં) બોલનાર પ્રત્યે શિક્ષિત વ્યક્તિ હસશે, ખરું જોતાં 'ક્યાં' થી જેવો, જેટલો અર્થ વ્યક્ત થાય છે તેવો ને તેટલો જ 'ચ્યાં' ના ઉપયોગથી પણ અવશ્ય થાય છે જ. સંસ્કૃતના વિરોધમાં પ્રાકૃત અને પ્રાકૃતના વિરોધમાં અપભ્રંશ આ જ મતાનુસાર થયેલાં નામાભિધાનો હોઈ શકે એમ 'પ્રાકૃત' અને 'અપભ્રંશ' શબ્દોના અર્થ જોતાં સમજાય છે.

અપભ્રંશ ભાષા અને સાહિત્યના ઉદ્‌ગમ વિષે હજી સ્પષ્ટ માહિતી મળતી નથી, પરંતુ એના ઉપર મહારાષ્ટ્રી–શૌરસેનીનો પ્રભાવ સ્પષ્ટ વરતાય છે; આમ છતાં, જેટલી પ્રાકૃતો એટલા અપભ્રંશભેદો હતા એવુંય કેટલાક વિદ્વાનોનું માનવું છે. ભામહ તથા દંડીએ તો અનુક્રમે છઠ્ઠી, સાતમી સદીમાં 'અપભ્રંશ' શબ્દનો પ્રયોગ એક ભાષાવિશેષ તરીકે જ કર્યો છે. સંભવિત છે કે પૂર્વે ગ્રામ્ય, ભ્રષ્ટ બોલી ગણાતી આ ભાષાએ ધીમે ધીમે વધુ ને વધુ વ્યાપક રૂપ પકડ્યું હોય ને છઠ્ઠી સદી સુધીમાં એક માન્ય સાહિત્યભાષા તરીકે રૂઢ બની હોય. ભામહ, દંડી ઉપરાંત ઉદ્યોતન, સ્વયંભૂ જેવા કવિઓથી માંડીને હેમચંદ્ર જેવા વ્યાકરણકારે અપભ્રંશ ભાષાનો કોઈ એક ભાષાપ્રકાર તરીકે ઉલ્લેખ કર્યો છે; જ્યારે વ્યાકરણકાર નમિસાધુ "ઉપનાગર," 'આભીર' ને 'ગ્રામ્ય' એવા કે બીજા વૈયાકરણો "નાગર," 'વ્રાચડ,' 'પાંચાલ,' 'માગધ' આદિ ભેદો દર્શાવે છે એ

મતભેદનો કોઈ ચોકકસ ખુલાસો મેળવવો અસંભવિત છે. શક્ય છે કે અપભ્રંશના ભિન્ન ભિન્ન બોલીભેદોને ભિન્ન ભિન્ન નામે કે વિશેષણો અપાયાં પણ હોય. પ્રારંભમાં આવી બોલીઓ અશિષ્ટ, ગ્રામ્ય પણ ગણાઈ હોય અને પાછળથી કોઈ એક ભેદ સાહિત્યભાષા તરીકે માન્ય સ્થાન પામ્યો હોય. છઠ્ઠી સદીમાં આવું સ્થાન પામેલી આ ભાષાનું સાહિત્ય તો એક કૃતિસ્વરૂપે છેક નવમી સદીનું જ મળે છે. સંભવ છે કે એ પૂર્વેનું અપભ્રંશ સાહિત્ય લુપ્ત થયું હોય.

દંડીએ અપભ્રંશને આભીરોની ભાષા કહી છે. બૃહત્સંહિતામાં આભીરો સૌરાષ્ટ્ર અને આનર્ત (ઉત્તર ગુજરાત) માં વસતા હોવાના ઉલ્લેખો છે. અપભ્રંશ જૈન મહાકાવ્યો વિદર્ભ અને રાજસ્થાન વિસ્તારમાંથી તથા અપભ્રંશ સાહિત્ય અને શિલાલેખો સૌરાષ્ટ્રમાં વલભીમાંથી ઉપલબ્ધ થાય છે તો એના વ્યાકરણનું સવિસ્તર નિરૂપણ ગુજરાતી જૈન વિદ્વાન હેમચંદ્રે કર્યું છે. આ બધાનાં, જેમ હિન્દી, રાજસ્થાનીને તેમ ગુજરાતીને પણ આ અપભ્રંશ સાથે ગાઢ સંબંધ હોવાનું સ્થાપિત થાય છે. અપભ્રંશ પ્રાકૃતનું ઉત્તરકાલીન સ્વરૂપ છે, છતાં એની પોતાની અનેક વિશિષ્ટતાઓ પણ છે. એમાં દેશ્ય શબ્દોનું પ્રમાણ પણ ઘણું વધારે છે. આ વિશિષ્ટતાઓ અર્વાચીન ભૂમિકામાં–ગુજરાતી ઈત્યાદિમાં ઊતરી આવી છે.

**હેમચંદ્રીય અપભ્રંશ :**

હેમચંદ્રાચાર્યે અપભ્રંશ કોઈ એક જ ભાષાસ્વરૂપ હોય એ રીતે એનું વ્યાકરણ લખ્યું છે તેમણે કોઈ અપભ્રંશભેદોનો ઉલ્લેખ સરખોય કર્યો નથી. પ્રાકૃતના વિવિધ ભેદોનો તેઓએ સ્પષ્ટ અલગ અલગ ઉલ્લેખ કર્યો છે એવું અપભ્રંશ બાબતમાં નથી કર્યું. એટલે સ્પષ્ટ જણાય છે કે તેઓને અભિપ્રેત જે અપભ્રંશ ભાષા હતી તે કોઈ એક જ પ્રતિષ્ઠિત સાહિત્ય ભાષા હતી સંભવિત છે કે અપભ્રંશના ગૌણ ભેદો હોય, પરંતુ સાહિત્યભાષા તરીકેનું પ્રતિષ્ઠિત સ્થાન એક

જ અપભ્રંશ (શૌરસેનીના ગાઢ અંશોવાળો હેમચંદ્રીય અપભ્રંશ)ને મળ્યું હોય અને બીજા ભેદોમાં સાહિત્ય રચનાઓ થઈ જ ન હોય. આ હેમચંદ્રીય અપભ્રંશમાંથી જ ગુજરાતી ભાષાનો ઉદ્‌ભવ થયો છે.

આ અપભ્રંશનાં કેટલાંક વિશિષ્ટ લક્ષણો જોઈએ:

મૂળના એકવડા સ્વરો અમુક અપવાદો સિવાય જળવાઈ રહે છે. (અપવાદો: આદ્ય ઋ > રિ, અનાદ્ય ઋ > અ, ઈ અથવા ઉ સ્વર, વ્ એકવડા બનતાં પૂર્વ સ્વર દીર્ઘ થાય) સંયુક્ત સ્વરો ઐ > એ કે અઈ તથા ઔ > ઓ કે અઉ. અંત્ય સ્વર હ્રસ્વ જ હોય છે એથી દીર્ઘ હોય તો હ્રસ્વ બને છે.

એકવડા આદ્ય વ્યંજન જળવાઈ રહે છે. એકવડા અંત્ય વ્યંજનનો લોપ થાય છે. મધ્યવર્તી વ્યંજનોમાં એકવડા ક્, ગ્, ચ્, જ્, ત્, દ્, ય્ મહદંશે લોપ પામે છે. આજુબાજુ અ કે આ સ્વર હોય તો લુપ્ત વ્યંજનને સ્થાને ય (શ્રુતિ) આવે છે. આગળ ઉ કે ઓ હોય તો ક્વચિત્ વ (શ્રુતિ) આવે છે. ખ્, ઘ્, થ્, ધ્, ફ્, ભ્ એ મહાપ્રાણ ધ્વનિઓને બદલે કેવળ હ્ જ આવે છે ટ્ > ડ્, ઠ્ > ઢ્, ન્ > ણ્, પ્ > વ થાય છે. બ જળવાઈ રહે છે, પરંતુ ક્યારેક એનો વ્ પણ થઈ જાય છે. મ્ નો ક્વચિત્ વ્ઁ થાય છે. અ, આ સિવાયના સ્વરો પૂર્વે આવેલો વ્ ક્વચિત્ લુપ્ત થાય છે. શ્ અને ષ > સ્, ક્વચિત્ શ્, ષ્, સ્, > હ્. સકારના સાન્નિધ્યમાં ક્વચિત્ અલ્પપ્રાણ મહાપ્રાણ થાય ર્, ઋ ના સાન્નિધ્યમાં ક્વચિત્ દંત્ય મૂર્ધન્ય બની જાય. ક્વચિત્ દ્, ર્ > લ અને ક્વચિત્ એકવડા વ્યંજનો સંયુક્ત બની જાય. ક્વચિત્ એકવડા હ્, ત્ મા ર્ નો પ્રક્ષેપ થાય. સંયુક્ત મધ્યવર્તી વ્યંજનો ક્વચિત્ સારૂપ્ય પામે અથવા તો સ્વરાગમ દ્વારા વિશ્લેષ પામે. સંયુક્ત વ્યંજનોમાંથી ર્ વિકલ્પે લોપ થાય અથવા ક્યારેક ર્ નો પ્રક્ષેપ પણ થાય (વ્યાસ > વ્રાસુ, ઋ કારની જાળવણી ચ.ય, પણ ઉચ્ચાર ર્ જેવો થાય.

અપભ્રંશની આમાંની કેટલીક વિનિવિષયક લાક્ષણિકતાઓ ગુજરાતીમાં ઊતરી આવી છે એ જ રીતે પ્રયગો ઘસાઈ જતાં વિભક્તિનાં રૂપોમા ગોટાળા વધવા લાગ્યા અને અર્થબોધમાં મુશ્કેલી અનુભવાવા લાગી. પ્રથમા અને દ્વિતીયા, તૃતીયા અને સપ્તમી તથા પંચમી અને ષષ્ઠિ વચ્ચેના ભેદો ભૂંસાઈ જવા લાગ્યા. પરિણામે વિશિષ્ટ વિભક્તિ-અર્થો દર્શાવતા શબ્દો સ્વતંત્રપણે મુકાવા લાગ્યા. પ્રત્યયોનાં જે નવાં સ્વરૂપો અસ્તિત્વમાં આવ્યાં તે ગુજરાતી, મારવાડી અને હિંદીમાં પણ ઊતરી આવેલાં જોવા મળે છે. આ ઉપરાંત ગુજરાતી આદિની વાક્ય-રચનાનું બીજ પણ અપભ્રંશમાં જોવા મળે છે.

અપભ્રંશમાં દેશ્ય શબ્દો મોટા પ્રમાણમાં વપરાવા લાગ્યા હતા. હેમચંદ્રાચાર્યે આવા ઘણા શબ્દો નોંધ્યા છે: 'અયાલિ' (હેલી), 'ઘઘલ' (ઝઘડો), 'દડવડ' (શિઘ્ર), 'ણિરિય' (નર્યું) ઈ૦

ઝો૯લો-(૯૫૨)

: ૧૫ :

# ગુજરાતી

ગુજરાતી ભાષા આપણા દેશની અર્વાચીન, એ લાતી ભ ષ ઓ-માંની એક ભાષા છે એટલે ગુજરાતીમાં પ્રવેશ કરતાં, આપણે **અર્વાચીન ભારતીય ભૂમિકામાં** પ્રવેશ કરીએ છીએ. ભારતમાં અત્યારે જે જે ભાષાઓ બોલાય છે એમાંની મોટા ભાગની વિકસિત ભાષાઓ (હિંદી, મરાઠી, ગુજરાતી, બગાળી, ઉડિયા, આસામી વ૦) આર્યકુળની અર્વાચીન ભૂમિકાની ભાષાઓ છે. જો કે ભાષા સતત પરિવર્તનશીલ હોઈ, અમુક કાળે ઉદ્‌ભવી એમ કહી શકાય નહીં, છતાં ગુજરાતી ભાષાનો ઉદ્‌ભવ પ્રાપ્ય સાહિત્ય તપાસતાં, આઠસો વર્ષ પૂર્વે, બારમી સદીમાં મૂકી શકાય તેમ છે. આ આઠસો વર્ષના ગાળાને વિદ્વાનોએ ત્રણ વિભાગોમાં વહેંચી, ગુજરાતી ભાષાના પણ ત્રણ તબક્કા પાડયા છે, જે નીચે પ્રમાણે છે:

(૧) **જૂની ગુજરાતી**–જેને રા. નરસિંહરાવ અંતિમ અપભ્રંશ કે ગુર્જર અપભ્રંશ કહે છે તે આ તબક્કાની ભાષા ગણાય એવો રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી આદિ વિદ્વાનોનો મત છે એનો ગાળો બારમી સદીથી ચૌદમી સદીના અંત સુધીનો ગણવામાં આવે છે.

(૨) **મધ્ય ગુજરાતી** : પંદરમી સદીના પ્રારંભથી સત્તરમી સદીના મધ્ય ભાગ સુધી.

(૩) **અર્વાચીન ગુજરાતી** : સત્તરમી સદીના ઉત્તરાર્ધથી.

'ગુજરાત તથા 'ગુજરાતી શબ્દ : આપણે ગુજરાતી ભાષા બોલનારી પ્રજા જે રાજ્યમાં વસીએ છીએ એ રાજ્ય 'ગુજ-

રાત' નામે ઓળખાય છે. આજે આપણે પશ્ચિમે અરબી સમુદ્ર, ઉત્તરે રાજસ્થાન, દક્ષિણે મહારાષ્ટ્ર અને પૂર્વે મહારાષ્ટ્ર તથા મધ્ય પ્રદેશથી વીંટળાયલા પ્રદેશને ગુજરાત કહીએ છીએ.

આ ગુજરાત નામ ગુર્જર નામની જાતિ ઉપરથી પડ્યું છે એટલું તો ચોક્કસ જ છે. આ ગુર્જર પ્રજા જ્યાં જ્યાં વસી તે તે પ્રદેશને ગુજરાત નામ મળતું રહ્યું છે. ઉ. ત. પંજાબના (હવે પ. પાકીસ્તાના એક જિલ્લાનું નામ 'ગુજરાત' છે. અગિયારમી સદીમાં આવેલા અલ્બેરુનીએ 'ગુજ્રાત' શબ્દ જે વિસ્તાર માટે પ્રયોજ્યો છે એ વિસ્તાર જયપુરની આસપાસ આવેલો હતો. એ વખતે હાલના ગુજરાતનો ભાગ 'લાટ' નામે ઓળખાતો. ત્યાર પછી પણ હાલના ગુજરાતના બે ભિન્ન ભિન્ન ભાગો ભિન્ન ભિન્ન નામે જ ઓળખાતા હતા. ઉત્તરનો ભાગ તે 'ગુજરાત' અને દક્ષિણનો ભાગ 'લાટ.'

ગુર્જર જાતિ (શક કુળની) ની એક ટોળીએ ઈ. સ. ની પાંચમી-છઠ્ઠી સદીમાં ભારતમાં પ્રવેશ કર્યો હોવાનું જણાય છે. પંજાબમાં થઈને એ ટોળી રાજસ્થાનમાં સ્થિર થઈ. રાજસ્થાનમાં આવેલું ભિન્નમાળ એમના રાજ્યની રાજધાનીનું શહેર હતું એમ હ્યુ એન સંગે જણાવ્યું છે. ઈ. ૯૧૬માં અબુ ઝૈદે તથા ઈ. સ. ૯૪૩માં અલ મસૂદીએ કનોજના વિશાળ ગુર્જર રાજ્યનો ઉલ્લેખ કર્યો છે. દસમી સદીના ઉત્તરાર્ધમાં ગુર્જરોની એક મોટી ટોળીએ ભિન્નમાળ છોડયું ને ગુજરાતમાં પ્રવેશ કર્યો ત્યાર પછી મૂળરાજ સોલંકીના રાજ્યઅમલ દરમિયાન હાલનો ગુજરાતનો પ્રદેશ 'ગુજરાત' નામથી ઓળખાવા લાગ્યો. અલબત્ત એ કાળે પણ અત્યારના દક્ષિણ ગુજરાતનો ઉલ્લેખ 'લાટપ્રદેશ' નામથી જ થતો હતો. ધીમે ધીમે 'લાટપ્રદેશ'નું અલગ અસ્તિત્વ ગુજરાતમાં લુપ્ત થઈ ગયું.

'ગુજરાત' શબ્દ 'ગુર્જરરાષ્ટ્ર' માંથી વ્યુત્પન્ન કરવાનો પ્રયાસ કેટલાક વિદ્વાનોએ કર્યો હતો, પરંતુ રા. નરસિંહરાવ જણાવે છે એ

પ્રમાણે, ' ગુર્જરરાષ્ટ્ર ' માંથી તો ' ગુજરાઠ ' કે ' ગુજરાથ ' નીકળી શકે; ' ગુજરાત ' નહીં. બીજા કેટલાક વિદ્વાનોએ વળી ' ગુર્જરત્રા ' ( ગુર્જરો દ્વારા રક્ષિત ભૂમિ ) શબ્દમાંથી ' ગુજરાત ' વ્યુત્પન્ન કરવાનો પ્રયાસ કર્યો છે( ગુર્જરત્રા > ગુજ્જરત્તા > ગુજરાત ), પરંતુ એની સામેની સબળ દલીલ એ છે કે ગુર્જર પ્રદેશોનો ક્યાંય ' ગુર્જરત્રા ' તરીકે લિખિત ઉલ્લેખ મળતો નથી એથી આ સંસ્કૃતીકરણની વૃત્તિનું જ પરિણામ જણાય છે. એથી ઊલટું, અલબેરૂનીએ છેક ઈ. સ. ૧૦૩૦ માં 'ગુઝ્રાત' શબ્દ પ્રયોજ્યો છે. આના મૂળમાં ' ગુજ્જર+આત ' એમ ' આત ' પ્રત્યય હોઈ શકે, જેનો અર્થ શાસિત પ્રદેશ એવો થાય છે. ઉ. ત. ' ઠાકોર ' ઉપરથી ' ઠકરાત. '

**જૂની ગુજરાતી :** અપભ્રંશમાં આવી રહેલા એક મહત્ત્વના ધ્વનિપરિવર્તનને કારણે સમગ્ર અપભ્રંશ વિસ્તારમાંથી પંજાબી સિંધી વિસ્તારો છૂટા પડી ગયા. આ પરિવર્તન છે સંયુક્ત વ્યંજનો એકવડા થાય અને એથી પૂર્વ સ્વર દીર્ઘ બને. આ પરિવર્તન ગુજરાતી, હિંદી, મારવાડી, બંગાળી વગેરેએ અપનાવ્યું, જ્યારે પંજાબી-સિંધી વિસ્તાર એથી મુક્ત રહી ગયો. ઉ. ત.

સં. કર્મ > પ્રા. કમ્મ ઉપરથી મારવાડી, ગુજરાતી, હિંદી વ૦માં 'કામ' થાય; જ્યારે પંજાબી, સિંધીમાં ' કમ્મ ' જ રહે. ઈ. સ. ૧૦૦૦ ની આસપાસમાં આ વિસ્તારો છૂટા પડી ગયા હતા.

**રાજસ્થાની-ગુજરાતી યુગ :** એ પછી આવેલા એક મહત્ત્વના ધ્વનિપરિવર્તનને પરિણામે બારમી સદીના પ્રારંભમાં અર્વાચીન હિંદી વિસ્તારથી રાજસ્થાની વિસ્તાર (અર્વાચીન મારવાડી, મેવાળી, જયપુરી, મેવાતી, માળવી, ગુજરાતી, ખાનદેશી) છૂટો પડયો. આ ધ્વનિપરિવર્તન છે મધ્યકાલીન ભારતીય ભૂમિકાઓમાં ' અઓ ' અન્તવાળાં નરજાતિનાં તથા ' અં ' અન્તવાળાં નાન્યતર જાતિનાં જે

-અનેક નામો હતાં એનું હિંદી વિસ્તારમાં ' અઓ > આ ' થયું, જ્યારે રાજસ્થાની-ગુજરાતી વિસ્તારમાં ' અઉ ' થયું (અપભ્રંશમાં આ પરિવર્તનનું મૂળ દેખાતું; જેમાં અંત્ય ' ઓ ' નું ' ઉ ' થઈ જતું હતું.) એ જ રીતે બહુવચનમાં મધ્યકાલીન ભારતીય ભાષાઓના ' અઆ' નો હિંદી વિસ્તારમાં ' એ ' થયો; જ્યારે રાજસ્થાની-ગુજરાતી વિસ્તારમાં ' આ ' થયો. ઉ. ત.

| મધ્ય. | રાજસ્થાની | હિંદી |
|---|---|---|
| ઘોટક : | ઘોડઉ | ઘોડા |
| ઘોટકા : | ઘોડા | ઘોડે |

આ પરિવર્તન એટલું તો દૂરગામી હતું કે એણે વ્યાકરણને પણ બદલી નાખ્યું.

લગભગ પંદરમી સદી સુધી રાજસ્થાની તથા ગુજરાતી એક જેવી રહી, પરંતુ એ પછી એક મહત્ત્વના પરિવર્તનથી આ ભાષાઓ જુદી પડી. ગુજરાતીએ મૂળની નાન્યતર જાતિ જાળવી રાખી; હિંદી તથા રાજસ્થાનીમાં નાન્યતર જાતિના શબ્દોને નર યા નારી જાતિમાં ફેરવી નાખવામાં આવ્યા. રાજકીય તથા અન્ય કારણોસર રાજસ્થાની બોલીઓએ હિંદી સાથેનો સંબંધ પુનઃ ગાઢ બનાવ્યો; જ્યારે ગુજરાતીથી એ અલગ પડી ગઈ.

બારમી સદીની ગદ્ય હસ્તપ્રતોમાં જૂની ગુજરાતી ઠીક ઠીક સ્થાપિત થયેલી જોવા મળે છે. અર્વાચીન ગુજરાતીના ઘણા પરસર્ગો ( Post positions ), સંયુક્ત કાળ કે સંયુક્ત ક્રિયાપદો એમાં નહોતાં, છતાં એનો પ્રારંભ થઈ ચૂક્યો હતો ઉ. ત.

જૂની ગુજ. ' માહીં ' > અર્વા. ગુજ. ' માં ' (સપ્તમી )
" ' તણઉ ' > " ' નઉ ' ' નો ' (ષષ્ઠિ )
" ' સીઉ ' > " ' નું ' ( પંચમી )

તૃતીયા તથા ચતુર્થીના પરસર્ગો નકોના વિકાસ આનુ વર્તમાન કાળના 'કરન્તઉ હુતઉ' > 'કરતો હતો' જેવા પ્રયોગો અસ્તિત્વમા આવી ગયા હતા, અને સંયુક્ત ક્રિયાપદો અમલમાં આવી રહ્યા હતાં આમ બારમી સદીની ગુજરાતીમા ગુજરાતીના તત્ત્વો અચૂક હતા એને ગુર્જર અપભ્રંશ કે જૂની પશ્ચિમી રાજસ્થાની કહેવી બરાબર નથી એમ ડૉ ટી એન દવે માને છે તેઓ જણાવે છે કે હેમચંદ્રીય અપભ્રંશ અને બારમી સદીની ગુજરાતી વચ્ચે ઘણો ફરક દેખાય છે જ્યારે રાજસ્થાની શબ્દો તો પ્રમાણમા ઘણા અર્વાચીન છે એથી ઊલટુ, એવા પુરાવા મળે છે કે રાજસ્થાન-ગુજરાતની ભાષાને ગુજરાતની ભાષા ગણાવાઈ હોય વળી ગુજરાતી નાગર જ્ઞાતિ ભાળીને એ ભાષાને વધુ વફાદાર રહી છે ગુજરાતીની પ્રણાલીઓ રાજસ્થાની બોલીઓ કરતા વધુ બળવાન રહી છે માટે એને 'જૂની ગુજરાતી' કહેવી જ વધુ યોગ્ય છે

તેરમી સદીનુ સાહિત્ય જૂની ગુજરાતીમા વિપુલ સાહિત્ય સર્જન થયુ છે આ સદીના સાહિત્યમા આપણને ઘડાતી ગુજરાતી ભાષા વાંચવા મળે છે આ સદીની શાલિભદ્રસૂરિકૃત 'ભરતેશ્વર બાહુબલિ રાસ', મહેન્દ્રસૂરિકૃત 'જબુસ્વામી ચરિય, વિજયસેનસૂરિ કૃત 'રેવતગિરિ રાસુ', વિનયચદ્રસૂરિ કૃત 'નેમિનાથ ચતુષ્પદિકા' એવી મ પદ્યકૃતિઓ તથા 'આરાધના', 'અતિચાર', સર્વતીર્થ નમસ્કાર' ઈત્યાદિ ગદ્યકૃતિઓ સુપ્રસિદ્ધ છે

ચૌદમી સદીમા, અબદેવસૂરિ કૃત 'સમર રાસુ', જિનપદ્મસૂરિ કૃત 'સિરિથૂલિભદ્દ ફાગુ', રાજશેખર સૂરિકૃત નેમિનાથ ફાગુ' કોઈ અજ્ઞાન કવિ કૃત એક ઉત્તમોત્તમ કાવ્યકૃતિ 'વસંત વિલાસ ફાગુ', વિજયપ્રભ કૃત ગૌતમસ્વામી રાસ', પ્રથમ જૈનેતર ગુજરાતી કવિ અસાઈત કૃત હંસાઉલી', જૂની ગુજરાતી દ્વારા સંસ્કૃત વ્યાકરણ આલેખતુ 'મુગ્ધાવબોધ ઔક્તિક' તથા શ્રીધર વ્યાસ કૃત 'રણમલ્લ છદ' આદિ કૃતિઓ મુખ્ય છે

ચૌદમી સદીના સાહિત્યમાં આપણને ગુજરાતી ભાષાનું સ્પષ્ટ સ્વરૂપ દેખાય છે. ક્યાંક ક્યાંક અપભ્રંશનો પ્રભાવ વર્તાય છે ખરો. ગુજરાતીનાં જે વિશિષ્ટ લક્ષણો દેખાય છે તેમાં વિભક્તિદર્શક અનુગો 'પાસિ', 'મિઉ', 'નઈ,' 'થઉ,' 'થકઉ,' 'તણઉ', 'નઉં' વગેરે નોંધપાત્ર છે.

**મધ્ય અથવા મધ્યકાલીન ગુજરાતી :** મધ્યકાલીન ગુજરાતીને વિદ્વાનોએ ચાર ભૂમિકામાં વહેંચી નાખી છે :

**(૧) પ્રથમ ભૂમિકા :** આ ભૂમિકાનો ગાળો રા. કે. કા. શાસ્ત્રી ૧૩મી સદીના ઉત્તરાર્ધથી ચૌદમી સદીના ઉત્તરાર્ધ સુધીનો ગણાવે છે. એ ભાષાને આપણે 'જૂની ગુજરાતી'ના તબક્કામાં ગણાવી છે; જેમાં "અતિચાર" તથા "મુગ્ધાવબોધ ઔક્તિક,' જેવી કૃતિઓનો સમાવેશ થાય છે

**(૨) બીજી ભૂમિકા (૧૫મી સદીના પ્રારંભથી ૧૬મી સદીના પૂર્વાર્ધ સુધી) :**

(અ) આ ભૂમિકામાં ક્રિયાપદોમાં તેમ જ અંતે સ્વરભારવાળા શબ્દોમાં તૃતીયા તથા સપ્તમીમાં 'અ'+'ઈ' જુદો, છતાં 'ઈ'કાર ક્યાંક સપ્તમીમાં અંતર્ગત પણ ખરો (પછઇ>પછી જેવાંમાં), જ્યારે 'અ' + 'ઉ' ને બદલે 'ઉ' હ્રસ્વ, અને 'અ' + 'ઉ' ને બદલે દીર્ઘ 'ઊ' કાર. અવિકારી અકારાંત નામોને તૃતીયામાં વિકલ્પે 'એ' લાગે.

(આ) બહુવચનનો 'આ' ઉપરાંત 'ઓ' પ્રત્યય.

(ઇ) ચોથી વિભક્તિમાં 'માટઈ,' 'માટિ' (માટે લાગે.

(ઈ) સાતમી વિભક્તિનો 'માં' પ્રચારમાં આવ્યો છે.

(ઉ) 'છઇ' (છે) વર્તમાનકાળ સહાયકારક ક્રિયાપદ તરીકે આ ભૂમિકામાં પ્રચલિત બને છે.

આ ભૂમિકાનું સાહિત્ય ઘણું છે : પદ્મનાભનું 'કાન્હડદે પ્રબંધ',

માંડણ કૃત ' રામાયણ ' તથા ' પ્રબોધબત્રીશી ' શ્રીધર કૃત 'રાવણ-મંદોદરી સંવાદ',જયશેખર કૃત ' પ્રબોધ ચિંતામણિ ', મુસ્લીમ કવિ અબ્દુર રહેમાન કૃત ' સંદેશરાસક ', માણિક્યચંદ્રસૂરિ કૃત ગદ્યકાવ્ય ' પૃથ્વીચંદ્ર ચરિત્ર', ભાલણ કૃત 'કાદંબરી', 'નળાખ્યાન ' 'દશમસ્કંધ', આ ભૂમિકાના બીજા મોટા કવિ નાકર કૃત ' નળાખ્યાન '.

(૩) ત્રીજી ભૂમિકા (૧૬ મી સદીનો ઉત્તરાર્ધ) :

(૧) ' અ '+' ઈ ', ' અ ' + ' ઉ ' અને ' અ ' + ' ઉ ' અસંયુક્ત હતા. એમાંથી સર્વત્ર ' અ ' નો લોપ થયો ને અંતર્ગત ' ઈ ', ' ઉ ', અને દીર્ઘ ' ઊ ' કાર વપરાવા લાગ્યા.

(૨) તૃતીયા અને સપ્તમીના પ્રત્યય તરીકે વિકલ્પે ' આં ' લાગેલો જોવા મળે છે.

રા. કે. કા. શાસ્ત્રીએ ભાલણની કૃતિઓને આ ભૂમિકામાં મૂકી છે, પરંતુ ભાલણ પંદરમી સદીનો કવિ મનાય છે.

(૪) ચોથી ભૂમિકા : (૧૭ મી સદીનો પૂર્વાર્ધ) : આ ભૂમિકાનો જાણીતો કવિ મહાભારતનાં અનેક પર્વોનો અનુવાદ કરનાર તથા ' મોસાળું ', ' હૂંડી ' જેવાં આખ્યાનો રચનાર વિષ્ણુદાસ ગણાય છે.

**અર્વાચીન ગુજરાતી** : સત્તરમી સદીના ઉત્તરાર્ધ તથા અઢારમી સદીના પૂર્વાર્ધના મુખ્ય મુખ્ય કવિઓ અખો, પ્રેમાનંદ, શામળ, વગેરેથી અર્વાચીન ગુજરાતીનો પ્રારંભ મનાયો છે.

---

: ૧૬ :

# ગુજરાતી ઉપર અન્ય ભાષાઓનો પ્રભાવ

ભાષાઓમાં આદાનપ્રદાન : મુખ્યત્વે રાજકીય કે ઐતિહાસિક કારણોસર બે ભાષાઓ એકબીજાના સંપર્કમાં આવે છે ત્યારે એકબીજાનાં ધ્વનિવલણો તથા શબ્દોની આપલે કરે છે. ભાષાના વિકાસમાં આ એક મહત્વનું પરિબળ છે. વિજેતા પ્રજાઓ પરાજિત પ્રજાઓ ઉપર પોતાની ભાષા લાદવાનો પ્રયાસ કરે છે, પરંતુ વિજેતા પ્રજા પોતે પણ પરાજિત પ્રજાની ભાષામાંથી કેટલાંક તત્વો ગ્રહણ કરે છે. ઉ. ત. અગાઉ આપણે ઉલ્લેખ કરી ગયા એ પ્રમાણે, વિજેતા આર્ય પ્રજાએ દ્રાવિડ પ્રજા પાસેથી મૂર્ધન્ય ધ્વનિઓ અપનાવ્યા. અંગ્રેજોએ પણ ભારતીય ભાષાઓમાંથી 'રાજા', 'ઘી' જેવા અનેક શબ્દો અપનાવ્યા છે. પરંતુ પરાજિત પ્રજાએ તો વિજેતા પ્રજાની ભાષામાંથી રાજકીય હેતુઓ સર ઘણું ઘણું ગ્રહણ કરવું જ પડે છે. રાજ્યવ્યવસ્થા વિજેતા પ્રજાની ભાષામાં ચાલતી હોય ત્યારે એને અનુકૂળ થવા માટે એ ભાષા અથવા તો એના અનેક શબ્દો પરાજિત પ્રજાએ સ્વીકારી જ લેવા પડે છે. ઘણી વાર લઘુતાગ્રંથિથી પરાજિત પ્રજા વિજેતા પ્રજાની ભાષા શીખવામાં કે એના શબ્દો વગેરે અપનાવવામા ગૌરવ પણ માને છે. ભાષાઓના પરસ્પર આદાનપ્રદાનમાં મુખ્યત્વે શબ્દોની અને અમુક અંશે ધ્વનિઓની આપલે થાય છે. ભાષાના સ્વરૂપ કે વ્યાકરણમા ભાગ્યે જ ફેર પડે છે.

ગુજરાતીને સંબંધ છે ત્યાં સુધી, ગુજરાત ઉપર મુસ્લીમો, પોર્ટુગીઝો તથા અંગ્રેજો રાજ્ય કરી ગયા, તદનુસાર ગુજરાતી ભાષા ઉપર અરબી-ફારસીની, પોર્ટુગીઝની અને અંગ્રેજીની ખાસ અસર પડી છે. એમાં અરબી-ફારસીનું વર્ચસ વધુ સમય ટકી રહ્યું હોઈ, એના ઘણા શબ્દો તથા પ્રત્યયો વગેરે પણ ગુજરાતીએ આત્મસાત્ કરી લીધા છે. પ્રમાણમાં અંગ્રેજીની અસર મુખ્યત્વે શબ્દો પૂરતી જ મર્યાદિત રહી છે; જ્યારે પોર્ટુગીઝની અસર અલ્પ જણાય છે.

**અરબી-ફારસીની અસર :** મુસ્લીમોની રાજ્યવ્યવસ્થામાં ફારસીનું મહત્ત્વ સ્વાભાવિક રીતે જ હતુ અને સમય જતાં તે રાજભાષા પણ બની હતી. આથી ગુજરાતી ભાષા ઉપર એનો ઘણો પ્રભાવ વરતાય છે. અરબી સાથે ગુજરાતી સીધા સંપર્કમાં આવી નથી, પરંતુ ફારસી ઉપર અરબીની અસર હતી એથી આપણી ભાષામાં ફારસી સાથે અરબી શબ્દો પણ પ્રવેશ્યા. સાથે સાથે કેટલાક તુર્કી શબ્દો પણ ગુજરાતીમાં પ્રવેશી ગયા છે. ફારસીમાંથી આપણે કેવળ શબ્દો જ નહિ **પૂર્વગો અને અનુગો** પણ ગ્રહણ કર્યા છે :

(૧) ભાવવાચક નામ બનાવવા માટેનો 'ઈ' :– દલાલ>દલાલી, ફકીર>ફકીરી

(૨) 'ગી' પ્રત્યય :–માંદગી, બંદગી, રવાનગી, દેણગી.

(૩) 'ઇયત' :-સેતાનિયત, ઈન્સાનિયત, નાદાનિયત.

(૪) 'ખાન' :–દવાખાનું, કારખાનું, કેદખાનું.

(૫) 'દાન' :–કલમદાની, અત્તરદાની. ફૂલદાની, ધૂપદાની.

(૬) 'સર' (પૂર્વગ) : સરકાર, સરનામું, સરપંચ.

(૭) 'ગેર' :– ગેરવાજબી, ગેરલાભ, ગેરકાયદે, ગેરહાજર.

(૮) 'કાર' (પ્રત્યય) :– સલાહકાર.

(૯) 'ગાર' :– જુલમગાર, મદદગાર.

(૧૦) 'ગર' :– ચુંદડીગર, ચૂડગર, મોતીગર.

ઉભયાન્વયી વ્યાકરણમાં એક મહત્ત્વનું તત્ત્વ એ પ્રવેશ્યું કે ઉભયાન્વયી અવ્યય 'કે' આપણે અરબીમાંથી અપનાવી લીધો. એ પૂર્વે ગુજરાતીમાં 'જે' વપરાતો.

મુસલમાનો વિજેતા પ્રજા તરીકે આવ્યા એટલે એમની જીવન-પદ્ધતિમાંથી આપણી પ્રજાએ ઘણી વસ્તુઓ અપનાવી. એની સાથે સાથે એને લગતા ઘણા શબ્દો પણ અપનાવી લીધા.

(૧) રાજ્યવ્યવસ્થાને લગતા :– કચેરી, ફોજ, દરબાર, મામલતદાર, મહેસૂલ, ફોજદાર, લશ્કર, કાનૂન, કાયદો, સનદ, સહી ઇત્યાદિ.

(૨) બાંધકામને લગતા :– ઈમારત, કમાન, દરવાજા, હોજ.

(૩) ઘરવખરી :– કપડાં, રાચરચીલું, ખુરશી, કાગળ, કલમ, કૂંજો ઈ૦

(૪) વહાણવટાને લગતા :– અસબાબ, કાફલો, ખલાસી, જહાજ, નાખુદા ઇત્યાદિ.

(૫) મોજશોખ :– અત્તર, જલસો, જ્યાફત, કેફ, મહેફિલ, શેતરંજ, પ્યાદું ઈત્યાદિ.

(૬) સંગીત :– તબલું, તંબૂરો, શરણાઈ, તરાના, ગઝલ, કવ્વાલી.

(૭) પોશાક :– ઇજાર, પહેરણ, ખમીસ, પાયજામો, રૂમાલ.

(૮) પરચુરણ :– કારીગર, દુકાનદાર, હજામ, હલવાઈ, બજાર, નુકસાન, રોજગાર, અમીન (અટક), મુનશી (અટક), મજમૂદાર (અટક), અક્કલ, અકસીર, અદબ, અફવા, અખબાર, અમીર, અસલ, અહેસાન, અવાજ, આસમાન, અસવાર,

 

અંજીર, અને તુર્કી શબ્દો કનાત, કલગી, કુમક, ચકમક, કાબુ, તોપચી, બેગમ, મુચરકો ઈત્યાદિ.

પોર્ટુગીઝ અસર : આફૂસ, અનનાસ, ઈજનેર, કોફી, કાજુ, કપ્તાન, તમાકૂ, બટાટા, મેજ, મોસંબી ઈ.

અંગ્રેજી અસર : ઓફિસ, કોરટ, ટિકિટ, અપીલ, ડાકટર, પેન્સિલ, બૂટ, બેંક, બાટલી, માસ્તર, પેન, રસીદ, સ્ટેશન, હોટલ, સોફા, ટેબલ, રેડિયો, ફોટો, રેલવે, ટ્રેન, મોટર, બેંક, બાક્સ, પાટલૂન, જાકીટ, કોટ ઈત્યાદિ.

# શબ્દવિચાર

તદ્દભવ શબ્દો : ધ્વનિપરિવર્તનને પરિણામે જે શબ્દો સંસ્કૃત-માંથી પ્રાકૃત, અપભ્રંશમાં થઈને ગુજરાતીમાં ઉતરી આવ્યા હોય તેને ' તદ્દભવ શબ્દો ' (તદ્ + ભવ = તેમાંથી (મૂળમાંથી) ઉત્પન્નઃ થયેલા) કહેવામાં આવે છે: ઉ. ત.

| | સં૦ | | પ્રા૦ કે૦ અપ૦ | | ગુજ૦ |
|---|---|---|---|---|---|
| | कर्णः | > | कण्णु | > | કાન |
| | अक्षिः | > | अंक्ख | > | આંખ |
| अज्जु | अद्य | > | अज्जु | > | આજ |
| वयणु | वचन | > | वयणु | > | વેણ |
| | प्रियः | > | पिउ | > | પિયુ |
| वडु | वटः | > | वडु | > | વડ |
| | पर्ण | > | पण्णु | > | પાન |
| | दन्तः | > | दन्तु | > | દાંત |

ઈત્યાદિ અનેકાનેક શબ્દો ગુજરાતીમાં મૂળ સંસ્કૃતમાંથી ઊતરી આવેલા તદ્દભવ શબ્દો છે. આ તદ્દભવ શબ્દોમાંના મોટા ભાગના તો આદિમ ભારતીય-યુરોપીય >ઇન્ડો-ઇરાનિયન >વૈદિક સંસ્કૃત >સંસ્કૃત >પ્રાકૃત >શૌરસેની >અપભ્રંશ >જૂની ગુજરાતી એમ અનેક પગથિયાં દ્વારા ઊતરી આવેલા હોય છે. આવા શબ્દોને કેટલાક વિદ્વાનો ' પ્રાચીન તદ્દભવ ' કહે છે. કેટલાક સંસ્કૃતમાંથી સીધા જ અર્વાચીન ભાષા-

ઓમાં ઊતરી આવેલાં હોય છે તે 'અર્વાચીન તદ્ભવ' તરીકે ઓળખાય છે.

**દેશ્ય શબ્દો :** જેનું મૂળ આપણે જાણતા નથી અથવા તો સંસ્કૃત કે ફારસી–અરબી જેવી ભાષાઓમાં મળતું નથી એ શબ્દોને 'દેશ્ય' તરીકે ઓળખવામાં આવે છે. ગુર્જરો આપણા પ્રદેશમાં આવી વસ્યા એમની મૂળ ભાષા કે હૂણોની ભાષા વિશે આપણે કશું જ જાણતા નથી. ગુજરાતના રબારી જેવા વર્ગમાં 'હોણ' અટક હોય છે એ સૂચક છે. આવી અજ્ઞાત ભાષાઓના અવશેષરૂપ શબ્દોને પણ આપણે 'દેશ્ય' તરીકે ઓળખવા પડે છે. હેમચન્દ્રે કેટલાક દેશ્ય શબ્દ નોંધ્યા છે, જેમાંના કેટલાક ગુજરાતીમાં પણ પ્રચલિત બન્યા છે :

ઉ. ત. घग्घर >ઘાઘરો

छइल्ल >છેલ.

આ ઉપરાંત અર્વાચીન ગુજરાતીમાં વપરાતા આવા અજ્ઞાત મૂળના શબ્દો ઠેબરું, ડુંગરો, વેકળો, રેઢું, ઝાંખરું, ખાબડું, મુક્કો, બકરો, ઓઢવું, ખડકી, ડાળી, પેટ વગેરેને પણ દેશ્ય શબ્દો ગણી શકાય. આમાંના ઘણા આર્યેતર ભાષાઓમાંથી (દ્રાવિડ, મુંડા, ઈ૦) ઊતરી આવ્યા હશે.

કેટલાક દેશ્ય ગણાતા શબ્દોનું મૂળ આ રીતે શોધી કાઢવામાં આવ્યું છે. એ જ રીતે કેટલાક સંસ્કૃત મૂળવાળા મનાતા શબ્દોનું મૂળ હકીકતે અન્ય ભાષાઓમાં હોવાનું જણાયું છે : 'ભરૂચ' નામ 'ભૃગુકચ્છ' માંથી વ્યુત્પન્ન કરવામાં આવે છે, પરંતુ એનું મૂળ ઑસ્ટ્રો–એશિયાઈ ભાષાના 'ભરુકચ્છ' શબ્દમાં રહેલું હોવું જોઈએ. પુરાણોમાં 'ભૃગુકચ્છ' ને બદલે 'ભારુકચ્છ' શબ્દ જ મળે છે. એ જ રીતે, 'વીસની સંખ્યા દર્શાવતો 'કુડી' કે 'કોડી' શબ્દ પણ ઑસ્ટ્રો–એશિયાઈ મૂળનો છે.

'ઘોડા' નું મૂળ દ્રાવિડીમાં છે. 'એલચી', 'ઓડ', 'સગડ', 'ગુંડા', (પથ્થર–એના ઉપરથી 'સીમાચિહ્નનો પથ્થર' અને એમાંથી 'ગુંદો') 'કેળવણી', 'કોલુ' વગેરે શબ્દો કન્નડમાંથી ગુજરાતીમાં આવ્યા છે. દ્રાવિડ ભાષાઓમાંથી કન્નડ ભાષાની અસર ગુજરાતી ઉપર સવિશેષ છે; કારણ કે કર્ણાટકના ચૌલુક્યો, રાષ્ટ્રકૂટો ગુજરાત ઉપર રાજ્ય કરતા હતા.

અર્થસંકોચ : કેટલાક શબ્દોનો મૂળ અર્થ વ્યાપક હોય છે, જે કાળક્રમે સંકુચિત થઈને કોઈ એક જ અર્થમાં સીમિત બની જાય છે. એ પ્રક્રિયાને 'અર્થસંકોચ' કહેવામાં આવે છે.

ગો–એટલે મૂળમાં જે ફરે છે તે, પાછળથી ગાય.

કવિ–મૂળમાં વિદ્વાન, પાછળથી કવિતા કરનાર.

વૈદ્ય–જ્ઞાની, પાછળથી દવા કરનાર.

કણબી–કુટુંબી ઉપરથી, પાછળથી પાટીદાર જ્ઞાતિ.

ચેટ–મૂળમાં છોકરો, પાછળથી 'ચેલો' એટલે નોકર, છેવ આવાનો શિષ્ય.

શ્વાપદ–હિંસક પશુ, પાછળથી 'સાવજ' એટલે સિંહ.

મૃગ–કોઈ પણ પ્રાણી, પાછળથી હરણ.

વિલાયત–મૂળ અર્થ વતન, પાછળથી ઇંગ્લેંડ.

અર્થવિસ્તાર : કેટલાક શબ્દનો મૂળ અર્થ સીમિત હોય; જે પાછળથી વિસ્તૃત બનીને ઘણી વધુ વસ્તુઓને આવરી લે. એને 'અર્થવિસ્તાર' ની પ્રક્રિયા કહેવામાં આવે છે :

કુશલ–દર્ભ લાવનાર, પાછળથી નિપુણ.

પ્રવીણ–વીણા વગાડવામાં નિપુણ, પાછળથી નિપુણ

ગવેષણા–ખોવાયલી ગાય શોધવી, પાછળથી કોઈ પણ પ્રકારનું સંશોધન.

બુત-મૂળ બુદ્ધની મૂર્તિ, પાછળથી કોઇ-પણ મૂર્તિ.

રાષ્ટ્ર-મૂળ એક વહીવટી એકમ, પાછળથી દેશ અથવા પ્રજા.

પ્રતોલિ-મૂળ દરવાજો, પાછળથી પોળ, મહોલ્લો.

ગોષ્ઠ-ગાયોનો વાડો, પાછળથી ગામડું.

શાહી-મૂળ (ફા૦) કાળો રંગ, પાછળથી કોઈ પણ રંગની શાહી.

'ઓપાનિષુ', 'બુધવારિયુ' જેવા શબ્દોએ પણ અર્થવિસ્તાર સાધ્યો છે.

**શબ્દોની ચડતીપડતી** : કેટલાક શબ્દના અર્થમાં કાળક્રમે એવું પરિવર્તન થાય છે કે સારા અર્થવાળો શબ્દ ખરાબ અર્થ ધરાવતો થઇ જાય ને ખરાબ અર્થવાળો શબ્દ સારા અર્થમાં વપરાવા લાગે. આને 'શબ્દોની ચડતીપડતી' કહેવામાં આવે છે.

**પડતી** : સં. पाषण्ड = સારો > ગુ. પાખંડી = ખરાબ, લુચ્ચો.

મહારાજ-મોટો રાજા, હવે રસોઇયો.

સં. महत्तर = મોટો માણસ > હિં., ગુજ૦ 'મહેતર' એટલે ભંગી.

ફોજદાર-મૂળ લશ્કરનો વડો, હવે પોલીસ અધિકારી.

ભોગ-મૂળ મોજશોખ, પાછળથી 'ભોગ લાગ્યા' જેવો.

સં. भद्र = સજ્જન > ગુ. ભલો (મૂર્ખના અર્થમાં પણ).

ભવાડું-જુની ગુજ૦ માં પરાક્રમ, આજે ભવાડો=ફજેતો.

સં. युक्ति = યુજ્ ઉપરથી યોગ્ય રીત>યુક્તિ (ગુજ.) તરકીબ, ચાલાકી.

**ચડતી** : સાહસ=સં. માં ગુનો, ગુ.માં સારા અર્થમાં.

સં. कर्पट = ફાટેલું વસ્ત્ર > ગુજ૦ કાપડ.

સં. चीवर = ફાટેલું કે સાધુઓનું વસ્ત્ર > ગુજ૦ ચીર = સ્ત્રીઓનું મોંઘું વસ્ત્ર.

: ૧૮ :

# ગુજરાતીની મુખ્ય મુખ્ય બોલીઓ

ગુજરાતી ભાષાના પ્રદેશ-ગુજરાતમાં અનેક બોલીઓ બોલાય છે. એને મુખ્યત્વે બે વિભાગમાં વહેંચી શકાય :

(૧) પ્રાદેશિક બોલી (૨) જાતિની બોલી.

પ્રાદેશિક દૃષ્ટિએ ગુજરાતના મુખ્ય બે ભાગો છે;

(૧) સૌરાષ્ટ્ર (૨) તળ ગુજરાત

તળ ગુજરાતના ત્રણ ભાગો પાડી શકાય છે :

(૧) ઉત્તર ગુજરાત (૨) મધ્ય ગુજરાત (ચરોતર)

(૩) દક્ષિણ ગુજરાત.

આ ભાગો ઉપરાંત રાજકીય દૃષ્ટિએ કચ્છ પણ ગુજરાતનો જ ભાગ છે અને કચ્છીઓનો વધુમાં વધુ ગાઢ સંબંધ ગુજરાત સાથે જ રહ્યો છે છતાં કચ્છી બોલીઓ 'ગુજરાતી' નથી. એ સિંધીને વધુ મળતી છે એમાં 'સયુક્તાક્ષરનો લોપ અને પૂર્વસ્વર-દીર્ઘત્વ' નથી થતું અને નાન્યતર જાતિ નથી હોતી. આ બે લક્ષણો ગુજરાતીનાં નથી, સિંધી, પંજાબીનાં છે.

સરહદ પ્રદેશની મિશ્ર બોલીઓ બાદ કરતાં બોલીઓની દૃષ્ટિએ ગુજરાતના ચાર ભાગ પાડી શકાય :

(૧) ઉત્તર ગુજરાતી (૩) સુરતી-ભરૂચી

(૨) ચરોતરી (૪) સૌરાષ્ટ્રી.

**ઉત્તર ગુજરાતની લાક્ષણિકતાઓ :**

(૧) અંત્ય 'એ' કારનું અતિ હ્રસ્વ ઉચ્ચારણ, લગભગ 'ઇ' જેવું : આવશે ('શિ' જેવો), છે ('છિ' જેવો)

(૨) અનંત્ય 'એ' કારનો વિવૃત ઉચ્ચાર.

(૩) 'એ' કારનું ઉભય સ્થિતિમાં નહિ સંવૃત, નહિ વિવૃત એવું ઉચ્ચારણ.

(૪) દીર્ઘ 'ઈ' 'ઊ' નાં પ્રાયઃ હ્રસ્વ ઉચ્ચારણ.

(૫) અંત્ય સ્વર ઉપર અનુસ્વારનું કોમલતર ઉચ્ચારણ.

(૬) 'આં' નો ઉચ્ચાર 'ઓં' જેવો (ગોંમ, પોંણી).

(૭) 'ઈ' કારનો 'એ' કાર-(લેંમડો, પેંપળો, વેંટી)

(૮) 'સ' ને બદલે 'શ' (તાલવ્ય સ્વર સાથે ખાસ).

(૯) અંત્ય 'થ' નો 'હ' ('નથી' ને બદલે 'નહી'.)

(૧૦) 'ળ' ને બદલે 'ર'.

(૧૧) અંતે લઘુપ્રયત્ન 'ય' કારનો વ્યાપક પ્રયોગ.

(૧૨) 'ચ', 'છ' ને બદલે 'સ'; 'જ', 'ઝ' નું 'Z' જેવું ઉચ્ચારણ.

(૧૩) 'ક' નો 'ચ' (ક્યાં' ને બદલે 'ચ્યાં').

(૧૪) 'ગ' ને બદલે 'જ' ('ગયો'તો' ને બદલે જ્યો'તો')

ઉતર ગુજરાતની બોલી ઉપર મારવાડીની સ્પષ્ટ અસર છે. ધ્વનિવલણો ઉપરાંત શબ્દોમાં પણ ફરક નોંધાય છે.

ચરોતરીની લાક્ષણિકતાઓ :

(૧) 'એ', 'ઓ' નાં હ્રસ્વ, દીર્ઘ, અર્ધવિવૃત તથા સંપૂર્ણ વિવૃત ઉચ્ચારણો. અર્ધવિવૃત અને વિવૃત ઉચ્ચારણ ચરોતરીમાં શુદ્ધતમ છે. (ગોહિલવાડ અને ઝાલાવાડમાં પણ અમુક અંશે.)

(૨) 'ઇ', 'ઉ' નાં હ્રસ્વ ઉચ્ચારણ.

(૩) પદાંત અનુનાસિકનુ ઉચ્ચારણ થતું નથી ('લખવું' ને બદલે 'લખવુ', 'દહીં' ને બદલે 'દહિ').

(૪) 'આં' નું ઉચ્ચારણ 'ઓં' જેવું.

(૫) 'ઈ'કારનો 'અં' કાર કે 'એ' કાર ( વેંટી, નેશાળ ).

(૬) 'સ્' નો 'શ્', ક્વચિત્ 'હ્' (સીધું > શીધુ, સાપ > હાપ).

(૭) 'ળ્' ને બદલે 'ર્' (મળવું > મરવું).

(૮) લઘુપ્રયત્ન 'ય' કારનો વ્યાપક પ્રયોગ (ભૂલ > ભૂલ્ય).

(૯) લઘુપ્રયત્ન 'હ' કારનો સ્પષ્ટ પ્રયોગ (મારું > મ્હારું).

(૧૦) 'ચ્', 'છ્', 'ઝ્', નું મરાઠીને મળતું સ્પર્શ-સંઘર્ષી ઉચ્ચારણ.

(૧૧) પહેલા પુરુષ જેવું જ બીજા પુરુષનું ક્રિયાપદ
( તું શું કરું છું ? )

શબ્દકોશની દૃષ્ટિએ ચરોતરી ભાષા શિષ્ટ ગુજરાતીની વધુમાં વધુ નજીક છે.

**સુરતી-ભરૂચીની લાક્ષણિકતાઓ (દ. ગુજરાત) :**

(૧) બધા જ સ્વરોનું મધ્યમ ઉચ્ચારણ, અંત્ય સ્વરમાં કંઈક વધુ દીર્ઘત્વ. 'ઍ', 'ઑ', નાં વિવૃત ઉચ્ચારણો અહીં સ્પષ્ટ નથી.

(૨) નાસિક્ય 'આં' નું ઉચ્ચારણ શિષ્ટ ઢબનું. કેટલાક શબ્દોમાં મધ્યવર્તી નાસિક્ય સ્વરને બદલે અનુનાસિક વ્યંજનનો પ્રક્ષેપ- 'લાંબુ' ને બદલે 'લામ્બુ', 'ઊંડું' ને બદલે 'ઊન્ડું.'

(૩) દન્ત્ય 'સ્' કંઠ્ય 'સ્' જેવો બોલાય.
બહુધા 'સ્', 'શ્', 'ષ્' ત્રણેનો 'હ્' થઈ જાય (હારુ, હગડી, હાક, પોહ); જો કે આ 'હ્' નું સકાર અને હકારના મધ્યમાં ઉચ્ચારણ થાય છે.

(૪) 'ળ્' ને બદલે 'લ્'.

(૫) 'ન્' નો પણ 'લ' (નાખે > લાખે), શબ્દારંભે.
(૬) 'ત્', 'દ' ને બદલે 'ટ', 'ડ'.
(૭) લઘુપ્રયત્ન 'ય' કારનો વિશિષ્ટ પ્રયોગ
(આયૂવો, લાયૂગો, લાયૂખો)
(૮) લઘુપ્રયત્ન 'હ' કારનું સ્વરૂપ ઉચ્ચારણ (મારું).
(૯) ભૂતકૃદતનો બહોળો ઉપયોગ (ગયૂલો, થયૂલું), મરાઠી અસર.
(૧૦) ચાલુ વર્તમાનકાળનો વિશિષ્ટ પ્રયોગ ( હું જતો છું ).
(૧૧) પ્રથમ પુરુષમાં ભવિષ્ય કાળનું વિશિષ્ટ રૂપ (હું જવા).
સૂરતી બોલી ઉપર મરાઠી-કોંકણી બોલીની સ્પષ્ટ અસર છે; જ્યારે ભરૂચી બોલી ચરોતરી-સૂરતીના મિશ્રણ જેવી છે.

**સૌરાષ્ટ્રીની લાક્ષણિકતાઓ:**

સૌરાષ્ટ્ર વિસ્તારની અંદરઅંદર પણ ઘણા બોલીભેદો છે, પરંતુ કેટલીક સમાન વિશિષ્ટતાઓ તરી આવે છે. સૌરાષ્ટ્રની દરિયાકાંઠાની બોલી સૂરતીને મળતી આવે છે.

(૧) 'ઓ' નું વિવૃત ઉચ્ચારણ (ઘોડો) અને અનંત્ય 'એ' નું અત્યંત હ્રસ્વ 'ઈ' જેવું સાંકડું ઉચ્ચારણ ( કિમ, તિમ ).
(૨) 'ઇ', 'ઉ' નાં હ્રસ્વ ઉચ્ચારણ, માત્ર 'ય', 'જ' અવ્યયો પૂર્વે દીર્ઘ ઉચ્ચારાય.
(૩) અનુનાસિકના સૌરાષ્ટ્રનું પ્રધાન લક્ષણ છે. ગમે ત્યાં અનુનાસિકનો પ્રક્ષેપ થાય છે. ('ચોપડી' ને બદલે 'ચોંપડી.')
(૪) સર્વત્ર માત્ર કંઠ્ય 'મ્' જ ઉચ્ચારાય.
(૫) 'છે' ક્રિયાપદ સિવાયના 'ચ્', 'છ' ને બદલે 'સ' બોલાય. 'જ', 'ઝ્' નો 'Z' જેવો ઉચ્ચાર થાય.
(૬) અનાદિ 'ડ', 'ઢ' તળ ગુજરાત જેવા મૂર્ધન્યતર (ડ઼) ઉચ્ચારાતા નથી, શુધ્ધ મૂર્ધન્ય ઉચ્ચારાય છે ( ગાડી, કઢી ).

(७) લઘુપ્રયત્ન 'ય્' ખૂબ જ વ્યાપક છે.

(૮) લઘુપ્રયત્ન 'હ્' નથી બોલાતો (મ્હારુ > મારું).

(૯) વર્તમાન બીજા પુરુષ એકવચનમાં 'તુ શું કરશ' જેવો પ્રયોગ થાય છે.

(૧૦) 'છું' ને બદલે 'છૌં' પણ બોલાય છે.

આટલી મુખ્ય મુખ્ય બોલીઓ ઉપરાંત, 'પચમહાલી' (ચરોતરી + ભીલી), પૂર્વ ભરૂચની બોલી (સુરતી + ભીલી), ભીલી બોલીઓ, પારસીઓનો, વહોરાઓની, મેમણોની વગેરે ગૌણ બોલીઓ પણ પોતપોતાની લાક્ષણિકતાઓ સહિત ગુજરાતમાં બોલાય છે.

---

# ઉપસર્ગ, પૂર્વગ, તદ્ધિત અને કૃત્ પ્રત્યયો

ઉપસર્ગ : શબ્દના નામ, ક્રિયાપદ, અવ્યય આદિ વર્ગો પાડવામાં આવે છે એમાંના એક પૂર્વગ-પ્રકારને 'ઉપસર્ગ' કહેવામાં આવે છે. ઉપસર્ગ એ નામ અથવા ક્રિયાપદની પૂર્વે લાગતો એક પ્રકારનો અવ્યય જ છે; જે આદિ કાળમાં કદાચ કોઈ સ્વતંત્ર શબ્દ હશે, પરંતુ પાછળથી કેવળ નામ અથવા ક્રિયાપદ પૂર્વે જોડાઈ, એના અર્થમાં નીચેના ફેરફારો કરનારા પૂર્વગરૂપ જ બની રહ્યો.

ઉપસર્ગના ત્રણ વ્યાપાર ગણાવવામાં આવ્યા છે :

(૧) કોઈક સ્થળે ધાતુના અર્થથી ઊલટો અર્થ દર્શાવે છે.

(૨) કોઈક સ્થળે ધાતુના અર્થને માત્ર અનુસરે છે.

(૩) કોઈક સ્થળે ધાતુના અર્થમાં વિશેષતા ઉમેરે છે.

ઉપસર્ગની નીચે પ્રમાણે ૨૦ ની સંખ્યા ગણાવવામાં આવે છે :

પ્ર, પરા, અપ, સમ્, અનુ, અવ, નિસ્ (નિર્), દુસ્ (દુર્), અભિ, વિ, અધિ, સુ, ઉદ્, અતિ, નિ, પ્રતિ, પરિ, અપિ, ઉપ અને આ.

પ્ર—અતિશયતા સૂચવે છે :

પ્રતાપ, પ્રસ્થાન, પ્રમોદ, પ્રલાપ, પ્રચંડ, ઈ૦

પરા—ઊલટું, દૂર, પાછું અથવા તરફ એવો અર્થ સૂચવે છે :

પરાજય, પરાવર્તન, પરાક્રમ, પરાકાષ્ઠા ઈ૦

**અપ**: દૂર અથવા ખરાબ એવો અર્થ સૂચવે છે:
અપહરણ, અપશબ્દ, અપમાન વ૦

**સમ્**: સાથે, સારી પેઠે એવો અર્થ દર્શાવે:
સંયોગ, સંમાન, સંરક્ષણ ઇ૦

**અનુ**: પાછળ અથવા સાદૃશ્યવાચક છે:
અનુપાન, અનુજ, અનુકરણ ઈ૦

**અવ**: નીચે (તિરસ્કારવાચક)
અવતરણ, અવગતિ, અવગણના ઈ૦

(નિર્): બહાર નીકળવું એવા અર્થમાં:
નિરંકુશ, નિર્દંભ, નિર્દય ઈ૦

**દુસ્ (દુર્)**: કષ્ટસાધ્ય અથવા ખરાબ એવો અર્થ સૂચવે:
દુર્ગમ, દુષ્પ્રાપ્ય, દુર્જન, દુર્ગુણ, દુરાચાર ઇ૦

**અભિ**: તરફનો અર્થ સૂચવે:
અભિમુખ, અભિધાન, અભિગમ ઈ૦

**વિ**: વિશેષ અથવા તો ઊલટાના અર્થમાં:
વિજ્ઞાન, વિરૂપ, વિસ્મૃતિ, વિરાજવું ઈ૦

**અધિ**: ઉપર જેવો અર્થ સૂચવે:
અધિકાર, અધિપતિ, અધ્યક્ષ ઈ૦

**સુ**: પ્રશંસા અથવા અધિકતાવાચક:
સુજન, સુશોભન, સ્વચ્છ, સુતનુ, સુભાષિત વ૦

**ઉદ્**: ઊંચે એવો અર્થ થાય:
ઉદ્વેગ, ઉન્નયન, ઉન્નતિ, ઉત્પથ વ૦

**અતિ**: અતિશયતા અથવા ઉલ્લંઘન દર્શાવે:
અત્યુક્તિ, અત્યાચાર, અતિક્રમણ, અતીન્દ્રિય વ૦

**નિ** : નીચે, મધ્યે એવો અર્થ સૂચવે :
નિપાત, નિધાન ઇત્યાદિ.

**પ્રતિ** : દરેક, સામે, તરફ જેવા અર્થ સૂચવે :
પ્રતિદિન, પ્રતિકાર, પ્રતિગમન ઈ૦

**પરિ** : આસપાસનો અર્થ દર્શાવે :
પરિક્રમણ, પરિસીમા, પરિસ્થિતિ ઈ૦

**અપિ** : પાસે, તરફ, ઉપર જેવો અર્થ દર્શાવે :
અપિધાન (ક્યારેક 'અ'નો લોપ પણ થાય-પિધાન).

**ઉપ** : પાસે, ગૌણ જેવા અર્થ દર્શાવે :
ઉપનિષદ્, ઉપવન, ઉપનામ, ઉપપ્રમુખ વ૦

**આ** : મર્યાદા, આરંભ, થોડું, ચારે તરફ, ઊલટું, ઉપર
એવા એવા અર્થો સૂચવે છે :
આબાલવૃદ્ધ, આજન્મ, આકંપિત, આકંપ, આગમન,
આરોહ ઈ૦

**પૂર્વગ** :

ઉપર દર્શાવેલા ઉપસર્ગો ઉપરાંત કેટલાક સંસ્કૃત શબ્દો અ, શ્રત્, અન્તર્, બહિર્, જેવા તથા ફારસી ગેર, બિન જેવા શબ્દની પૂર્વે આવે છે. એ ઉપસર્ગમાં નહિ ગણાવેલ હોઈ, એને 'પૂર્વગ'ની ખાસ સંજ્ઞાથી ઓળખવામાં આવે છે :

**અ(અન્)** : નકારવાચક
અનીતિ, અધર્મ, અનાદર વ૦

**તિરસ્** : તિરસ્કાર, તિરોધાન, તિરોભૂત.

**આવિસ્** : આવિષ્કાર, આવિર્ભાવ.

**શ્રત્** : શ્રદ્ધા.

**અલમ્** : અલંકાર.

**અમા** : સાથેનો અર્થ દર્શાવે :
અમાત્ય, અમાવાસ્યા

**અન્તર્** : અંદર જેવો અર્થ સૂચવે :
અન્ત:કરણ, અન્તર્મુખ, અન્ત:પુર ઈ૦

**બહિર્** : બહારનો અર્થ સૂચવે :
બહિર્મુખ, બહિર્દષ્ટિ ઈ૦

**ઇતિ-ઇાતજ** : ઇત્યાદિ, ઇતિકર્તવ્ય, ઇતિહાસ.
( આમ, સંપૂર્ણ એવો અર્થ સૂચવે )

**કુ** : ખરાબ એવો અર્થ દર્શાવે (કા પણ થાય છે) :
કુગ્રામ, કુપાત્ર, કાપુરુષ.

**ચિરમ્** : લાંબા વખત સુધી :
ચિરંતન, ચિરંજીવ, ચિરકાળ વ૦

**દિવા** : દિવસે એવો અર્થ છે :
દિવાકર, દિવાસ્વપ્ન, દિવાંધ ઇ૦

**ધિક્** : ધિક્કારવાચક :
ધિક્કાર.

**નાના** : 'જુદું જુદું' એવો અર્થ દર્શાવે છે :
નાનાવિધ.

**પશ્ચાત્** : પછી, પાછળથી :
પશ્ચાત્તાપ, પશ્ચાદ્‌વર્તી ઈ૦

**પુરસ્** : આગળ :
પુરોગામી.

**પુરા** : અગાઉનું :
પુરાવૃત્ત.

**પૃથક્** : જુદું :

પૃથક્કરણ

**પ્રાતર્** : સવારે :

પ્રાત કાળ, પ્રાત.સંધ્યા.

**સાયમ્** : સાંજે :

આથંમણ સાયંકાર, સાયંસંધ્યા.

**સ કે સહ** : સરખું અથવા સાથે :

સફળ, સરૂપ, સહકાર.

**શમ્** : સુખશાંતિના અર્થમાં :

શંકર, શંભુ.

**સ્વયમ્** : જાતે :

સ્વયંભૂ, સ્વયંવર ઈ૦

**અધ** : : નીચે :

અધોમુખ, અધઃપતન ઈ૦

**પ્રાદુર્** : ખુલ્લું :

પ્રાદુર્ભાવ.

**સ્વર્** : સ્વર્ગ :

સ્વર્લોક, સ્વર્ગંગા.

**પુનર્** : ફરીથી :

પુનરુક્તિ, પુનરાગમન.

**નક્તમ્** : રાત્રે :

નક્તંચર.

**સ્વસ્તિ** : કલ્યાણવાચક :

સ્વસ્તિવાચન.

મિથ્યા : જૂઠું, ખોટું :
    મિથ્યાવાદ, મિથ્યાચાર.
-નમસ્: નમન કરવુંના અર્થમાં.
    નમસ્કાર.
-શનૈ: ધીમે ધીમે :
    શનૈશ્ચર.
સાક્ષાત્: નજરે દેખવું તે :
    સાક્ષાત્કાર.
-વૃથા : નકામું :
    વૃથાપાઠ, વૃથાપ્રયાસ.
ન : નહિ :
    નપુંસક, નાસ્તિક, નાન્યતર ઈ૦
અસ્તમ્ : આથમવું તે :
    અસ્તંગત.
પુરા (અવ્યયને લાગે) : પુરાતન.
હ્યસ્ (ગઈ કાલે, અવ્યયને લાગે) : હ્યસ્તન.
શ્વસ્ (આવતી કાલે, અવ્યયને લાગે) : શ્વસ્તન.
પ્રાચ્ : પ્રાક્તન, પ્રાચીન (પૂર્વેનું).
અર્વાચ્ : અર્વાક્તન, અર્વાચીન (હમણાંનું)
સમ્યચ્ : સમીચીન (ઉચિત)
ઉદીચ્ : ઉદીચીન (ઉત્તરનું)
સના : સનાતન (હંમેશ)
ફારસી ને અરબી પૂર્વગો :
બે : ઊલટુંના અર્થમાં :
    બેઆબરૂ, બેશક, બેફામ, બેભાન, બેહાલ ઈ૦

**ના** : અભાવદર્શક :
નાપસંદ, નાહક, નાખુશ, નાલાયક ઈ૦

**લા** (અરબી) : અભાવદર્શક :
લાઈલાજ, લાચાર ઈ૦

**બિલા** (અરબી) અભાવદર્શક.
બે (બિ) લાશક

**ગેર** (અરબી-ગૈર) : અભાવદર્શક :
ગેરવાજબી, ગેરફાયદો, ગેરહાજર ઈ૦

**કમ** : ઓછું, ખરાબ :
કમજોર, કમતાકાત, કમનસીબ, કમબખ્ત ઈ૦

**હર** : પ્રત્યેક :
હરરોજ, હરદમ, હરવખત ઈ૦

**બદ** : ખરાબ :
બદમાશ, બદનામ, બદહજમી ઈ૦

**સર** : મુખ્ય (માથું) :
સરદાર, સરકાર, સરપંચ ઈ૦

**બર** : બાજુ :
બરતરફ.

**બિન** : ( સંસ્કૃત 'વિના' નો અપભ્રંશ ઉર્દૂમાં વપરાય છે, મૂળ અરબી-ફારસીમાં નથી. )
બિનસ્વાર્થી, બિનચૂક, બિન-ઉપયોગી ઈ૦

**તદ્ધિત પ્રત્યય** : તદ્+હિત=તદ્ધિત એટલે નામિક વિભક્તિવાળું જે પદ હોય ( તદ્ ) તેને જે વધારાનો પ્રત્યય લાગે (હિત) તે, અર્થાત્ નામ, સર્વનામ, વિશેષણ તથા અવ્યયને જે પ્રત્યય લાગે છે તે

'તદ્ધિત' કહેવાય છે. ધાતુને લાગતા પ્રત્યયોથી તે ભિન્ન છે. તદ્ધિતમાં કેટલાક સંસ્કૃત પ્રત્યયો છે તે તત્સમ શબ્દોને લાગે છે, કેટલાક સંસ્કૃતમાંથી અપભ્રષ્ટ થયેલા છે તે તદ્ભવ શબ્દને લાગે છે અને કેટલાક ફારસી–અરબી પ્રત્યયો છે. તદ્ધિત પ્રત્યયના નીચે પ્રમાણે વિભાગો પાડી શકાય છે:

સંસ્કૃત :

૧. અપત્યવાચક : જે પ્રત્યય 'તેનો પુત્ર કે પુત્રી' એવો અર્થ દર્શાવે છે તે:
   અ : રાવણ (રવણનો પુત્ર), પાર્વતી (પર્વતની પુત્રી), કૌરવ, પાંડવ, દ્રૌપદી ઈ૰
   ઈ : દાશરથિ, સૌમિત્રિ ઇ૰
   એય : ગાંગેય, સૌભદ્રેય, વૈનતેય ઈ૰
   ય, ઈય, વ્ય : ગર્ગ > ગાર્ગ્ય સ્વસૃ > સ્વસ્રીય, ભ્રાતૃ > ભ્રાતૃવ્ય.

૨. સમૂહવાચક :
   તા : જનતા, બન્ધુતા, ગ્રામતા ઇ૰

૩. 'તે જાણે છે' એવા અર્થમાં :
   અ : વૈયાકરણ.
   ઈક : નૈયાયિક, પૌરાણિક ઈ૰
   અક : મીમાંસક.

૪ 'ત્યાં થયેલું' એવા અર્થમાં :
   ય : ઓષ્ઠ્ય, સ્તન્ય, પ્રાચ્ય, વન્ય ઈ૰
   ઈય : સ્વકીય, રાજકીય, વર્ગીય, ભવદીય ઇ૰
   ત્ય : દાક્ષિણાત્ય, પૌરસ્ત્ય (પુરસ્ ઉપરથી) ઇ૰
   ઇય : રાષ્ટ્રિય.
   ઇક : શારીરિક, માનસિક, માસિક, નૈસર્ગિક ઈ૰
   ઈન : કુલીન, સર્વજનીન ઈ૰

૫. 'તેનું, તેને લગતું' એવા અર્થમાં :
અ : ચાક્ષુષ, ચાન્દ્ર, સાર્વભૌમ, પાર્થિવ ઇ૦
ઈય : મદીય, પર્વતીય, આચમનીય ઈ૦
ય : પાદ્ય, અર્ધ્ય.

૬. વિકારવાચક :
મય : ગોમય, વાઙમય, રસમય ઈ૦
ય : દ્રવ્ય (દ્રુ=વૃક્ષ), ગવ્ય ઈ૦

૭. 'તેને માટે ઉપયોગી' એવા અર્થમાં :
ય : શરણ્ય.
એય : પાથેય.

૮. 'તેને યોગ્ય' એવા અર્થમાં :
ય : ધર્મ્ય, ન્યાય્ય ઈ૦

૯. ભાવવાચક :
ત્વ કે તા : ગુરુત્વ, ગરુતા, બ્રાહ્મણત્વ, દીનતા ઈ૦
ઇમન્ : ગરિમા, લઘિમા, કાલિમા ઈ૦
અ : લાઘવ, માર્દવ, ગૌરવ, સૌષ્ઠવ ઈ૦
ય : માધુર્ય, લાલિત્ય, સખ્ય ઈ૦
ઈ : ચાતુરી, માધુરી ઈ૦

૧૦. ઉત્કર્ષદર્શક :
તર, તમ અને ઈયસ્, ઇષ્ઠ : ગુરુતર, ગુરુતમ, શ્રેયસ્, શ્રેષ્ઠ ઈ૦

૧૧. સ્વામિત્વદર્શક :
મત્, વત્ (માન્ - વાન્) : નીતિમાન્, મતિમાન્, જ્ઞાનવાન્, લક્ષ્મીવાન્ ઈ૦

ઇન્, (ઈ) : ત્યાગી, ભોગી, પક્ષી ઈ૰
ઈન : બર્હિણ (મોર), રથિન, મલિન ઈ૰
'વિન્ (વી) : માયાવી, યશસ્વી, તેજસ્વી ઈ૰
આલુ (આળુ) : દયાળુ, કૃપાળુ, માયાળુ ઈ૰
વલ (વાળું) : દન્તાવલ (હાથી), રજસ્વલા ઈ૰.
લ : માંસલ, વત્સલ, પાંસુલ ઈ૰
વ : કેશવ, અર્ણવ ઈ૰
ગ્મિન્ (ગ્મી) : વાગ્મી.
ઈલ : ફેનિલ, પંકિલ, જટિલ.
શ : લોમશ.
ન : અંગના.
ઉર : દન્તુર.
ર : મધુર, મુખર, કુંજર, પાંડુર.
આલ-આટ : વચાલ (ળ), વાચાટ. શુદ્ધિ. વાચાલ (ળ)
આમિન્ (આમી) : સ્વામી
ઈમસ : મલીમસ (મેલું).

૧૨. અમુક સ્થિતિ પ્રાપ્ત કરવી એવા અર્થમાં :
ઇ : સ્વીકાર, સમીકરણ, બાષ્પીભવન, એકીકરણ ઈ૰

૧૩. કંઈક ઓછું છે એમ દર્શાવવા :
કલ્પ : દ્વીપકલ્પ.
પ્રાય : મૃતપ્રાય.

૧૪. અમુક વસ્તુથી યુક્ત છે એવું દર્શાવવા :
ઈત : પુષ્પિત, પુલકિત, દુખિત ઈ૰

૧૫. માપદર્શક :
માત્ર : તાવન્માત્ર, તન્માત્ર.

૨ 'વાળું' એવો અર્થ દર્શાવે :

મન્ત, વન્ત : બુદ્ધિમન્ત, શ્રીમન્ત, રૂપવંત ઇ૦
ગાળો, વાળો : કેરીગાળો, દૂધવાળો, ગોવાળ ઇ૦

૩. લઘુતા બતાવનાર :

ક : છોકરો, નાનકો, ચેલકો ઇ૦
ડું, ડી, ડો, : મુખડું; ફૂલડું, આંખડી, કોયલડી, જીવડો, છાંયડો ઇ૦
લું, લી, લો : બેઠલું, ઘોડલી, ખાટલો.
કડું, લડું (ડી, ડો) : નાનકડું, પ્રીતડી, એકલડો.
વું, વી, વો : ટટવું (ટટ્ટું), લાકડી, છોકરો.
રું, રી, રો : ધણેરું, આઘેરી, મોંઘેરો.
ઉં, ઓ : સાસરીઉં, પાતળીઓ.
ટું, ટી, ટો : ચોરટું, ચોરટી, ભામરો.
બેવડા પ્રત્યયો : વહાલેરું, લાવરડું, ચાંદલીઓ.
લું, લી, લો : એકલું, હથેલી (ળી), આગલો, અધેલો.

અરબી-ફારસી પ્રત્યયો (તદ્ધિત) :

૧. અલ્પતા દર્શાવનાર :

ચો (ચા) : ખૂમચો, બગીચો, ગાલીચો.

૨. ભાવવાચક નામ બનાવનાર :

ઈ : નેકી, ખુશી, ખૂબી.
ગી : બંદગી, રવાનગી.
તી : જાસ્તી.

૩. પૂર્ણતાદર્શક, વાળો, ભરેલો એવા અર્થમાં :

આ : દાના.
ગીન : ગમગીન.

દાર : તાબેદાર, વફાદાર.
મંદ : અક્કલમંદ, દોલતમંદ.
વર : જાનવર, નામવર.
વાર : ઉમેદવાર, તકસીરવાર.

૪. વિશેષણ બનાવનાર :
ઈ : ઈરાની, શહેરી, હિંદી ઈ૦
ઈ (અરબી) : અરબી, હલવાઈ ઈ૦
ચી (તુર્કી) : તોપચી, તબલચી (નામને લાગીને ધંધાનો અર્થ બતાવે).

કૃત્ પ્રત્યયો : ધાતુને લાગે એ કૃત્પ્રત્યય કહેવાય છે.
સંસ્કૃત કૃત્પ્રત્યયો :

૧ કર્તાનો અર્થ દર્શાવનાર :
તૃ (તા) : કર્તા, શ્રોતા, નેતા, દષ્ટા, યોદ્ધા ઈ૦
અક : તારક, પાલક, ગાયક, દાયક, જનક, લેખક ઈ૦
અન ; નન્દન, જનાર્દન (અર્દ્ = પીડવું),
સૂદન (મારનાર), રમણ ઈ૦
ઇન્ (ઈ) : જ્ઞાની, મંત્રી, ત્યાગી, સ્થાયી ઈ૦
અ : ચોર, દેવ (પ્રકાશનાર), બુધ, પ્રદ, સ્થ,
સરોજ (જન્), કાર, અગ્રેસર (સૃ = સરવું) ઈ૦
ક્વિપ્ : જે પ્રત્યય સંપૂર્ણ લુપ્ત હોય છે :
સેનાની (ની), સ્વયંભૂ (ભૂ) ઈન્દ્રજિત્ (જિ) ઈ૦

૨ ભાવવાચક નામ બનાવનાર :
તિ : કૃતિ, નીતિ, નતિ (નમ્), સંતતિ (તન્), ઈષ્ટિ (યજ્) ઈ૦
અન : અનુકરણ, વાચન, ભજન, મરણ, રોદન, બંધન,
વેદના (નારી), વન્દના (નારી) ઈ૦

અ : જય (જિ), સંભવ (સં + ભૂ), ગોગ, પાક (પચ્), છેદ, ભેદ, પ્રમાદ (પ્ર + મદ્) ઇ૦

યા : વિદ્યા, ક્રિયા, શય્યા (શી), ચર્યા ઇ૦

આ : ઇચ્છા, પૂજા, કૃપા, કથા, શ્રદ્ધા, આજ્ઞા, પ્રજ્ઞા ઇ૦

આ (ઇચ્છા દર્શાવનાર) : પિપાસા, જિજ્ઞાસા ઇ૦

ન : પ્રશ્ન, યત્ન, સ્વપ્ન, યજ્ઞ ઇ૦

૩ અમુક ક્રિયાનું સાધન એવો અર્થ દર્શાવે :

અન : નયન, શ્રવણ (કાન), માન (મા = માપવું), વદન ઇ૦

ત્ર : નેત્ર, શ્રોત્ર, પાત્ર (પા = પીવું), અસ્ત્ર (અસ્ = ફેંકવું), ચરિત્ર ઇ૦

૪ વિશેષણ બનાવનારા કૃત્પ્રત્યયો :

(અ) વર્તમાન કૃદંત બનાવનાર :

માન : વર્તમાન, વર્ધમાન, દેદીપ્યમાન (દીપ્ = પ્રકાશવું) ઇ૦

ત્-અત્ : જાગ્રત્, સત્

(આ) ભૂત કૃદંત બનાવનાર :

ત : કૃત, જિત, નીત, ખ્યાત, ગત, ક્ષુબ્ધ, બદ્ધ, પૂજિત ઇ૦

ન : ('ત'નો જ 'ન' થાય, જો ધાતુને અંતે 'દ્' 'ર્' કે 'ઇ' હોય તો) ભિન્ન, ખિન્ન, દીન (દી = ક્ષીણ થવું), શીર્ણ (શૄ = વિખેરવું), પૂર્ણ (પૄ = ભરવું), જીર્ણ (જૄ = જૂના થવું) ઇ૦

લ : ('ત'નો જ 'લ' થાય છે) પ્રફુલ્લ.

ક : ('ત'નો જ 'ક' થાય છે) : શુષ્ક

વ : ('ત'નો જ 'વ' પણ થાય) : પક્વ

(ઇ) પરોક્ષ ભૂત કૃદંત બનાવે :

વાન્ : વિદ્વાન્

(ઈ) વિધ્યર્થ દર્શાવે :

તવ્ય : કર્તવ્ય, ભવિતવ્ય ઈ૦

ય : વર્ણ્ય, સહ્ય, વધ્ય, ત્યાજ્ય ઈ૦

અનીય : સ્મરણીય, રમણીય, સ્તવનીય ઇ૦

(ઉ) ગુણ દર્શાવનારાં વિશેષણ બનાવે :

ઇમ્ણુ : સહિષ્ણુ

આલુ (ળુ) : દયાળુ.

વર : નશ્વર, સ્થાવર, ભાસ્વર ઈ૦

ઉ : ઇચ્છુ, ભિક્ષુ ઇ૦

ઉ : (ઈચ્છાદર્શક અંગને લાગે) જિજ્ઞાસુ, મુમુક્ષુ, ઈ૦

ઉર : વિદુર.

ર : નમ્ર, હિંસ્ર.

ઉણાદિ પ્રત્યય : ધાતુમાંથી વિવિધ પ્રકારનાં નામ બનાવનારા :

ઉ : વાયુ, સ્વાદુ, ચારુ (ચર્), ચારુ (ચર્), મરુ, તનુ, વિધુ (વ્યધ્ = વીંધવું) ઈ૦

ઉર : મધુરા (મધ્ = પીવું), ચતુર (ચત્ = માગવું), અંકુર (અંક = નિશાની કરવી) ઇ૦

ઇર : મદિરા (મદ્ = ગાંડા થવું), મંદિર (મન્દ = પ્રાર્થના કરવી), રુધિર (રુધ્ = રુંધવું), બધિર (બન્ધ્), સ્થિર ઇ૦

ઇલ : અનિલ (અન્=જીવવું), સલિલ (સલ્=જવું), મદિલા (મહ્=પૂજવું), કુટિલ (કુટ્=વાંકા થવું) ઈ૦

મ : ધર્મ, ગુલ્મ, ભીમ (ભી=બીવું), ધામ (ધૃ=પ્રકાશવું), જન્મ, કર્મ ઈ૦

અણિ : સરણિ (સૃ=સરવું), ધરણિ.

અવનિ (અવ્=રક્ષવું), તરણિ,
રજનિ (રંજ=ખુશ કરવું) ઈ૦

**સ્** : અર્ચિષ્ (અર્ચ્=પૂજવું), જ્યોતિષ્ (દ્યુ=પ્રકાશવું),
ચક્ષુષ્ (ચક્ષ્=જણાવવું) ઈ૦

**ન** : કર્ણ, વર્ણ (વૃ=વરવું), રત્ન (રમ્=રમવું) ઈ૦

**ત્ર** : ચિત્ર (ચિ=એકઠું કરવું), સૂત્ર,
શાસ્ત્ર (શાસ્=શાસન કરવું), પુત્ર (પૂ=પવિત્ર કરવું) ઈ૦

**મિ** : નેમિ (ની=દોરવું), ભૂમિ (ભૂ=હોવું),
ઊર્મિ (ઋ=જવું) ઈ૦

**તૃ (તા)** : નપ્તા (ન+પત્+જેના વડે પડે નહિ તે પૌત્ર),
ભ્રાતા (ભ્રાજ્=પ્રકાશવું), જામાતા (મા=માપવું,
જા=પુત્રીને માપે તે), માતા (માન્=પૂજવું),
પિતા (પા=રક્ષણ કરવું), દુહિતા (દુહ્=દોહવું) ઈ૦

**તદ્ભવ પ્રત્યયો :**

**૧. ભાવવાચક નામો બનાવનારા :**

**અણ-અણી-અણું** (સં. 'અન' ઉપરથી) : જમણ,
સીવણ, કાપણી, ખાંડણી, ગળણી, વલોણું
પાથરણું, બેસણું ઈ૦

**અત** : રમત, આવડત, ગમત ઈ૦

**તી** : ભરતી, ગણતી (સંસ્કૃત 'તિ' જેવો).

**આઈ** : ચડાઈ, લડાઈ, ધોલાઈ, સિલાઈ ઈ૦

**આવ** : ચડાવ, ઢોળાવ, પડાવ, ઠરાવ ઈ૦

**આવટ** : બનાવટ, મિલાવટ ઈ૦

**આટ** : ગભરાટ, ગડગડાટ, પછડાટ, ચળકાટ ઈ૦

**આરો** : ઝપારો, ધુમારો, ગપારો ઈ૦

આણ : વેચાણ, ધોવાણ, કકળાણ ઈ૦ .

આપ : મેળાપ.

આમણ : ગભરામણ, અકળામણ, શિખામણ, ચળામણ ઈ૦

ઊક : વર્તણૂક.

અક : બેઠક.

તર : ભણતર, ચણતર ઈ૦

ઈ : બોલી, ધાટી ઈ૦

આળ : વટાળ.

૨. કર્તા–કરનાર એવો અર્થ દર્શાવે :

નાર : બેસનાર, દોડનાર, ખાનાર ઈ૦

કાર : જાણકાર,

૩. વિશેષણ બનાવનાર :

આઉ : ચલાઉ, શિખાઉ, ટકાઉ, કમાઉ ઈ૦

આળ : ( સં. 'આલુ' ઉપરથી ) : દયાળ, કૃપાળ.

ઉ : ખાઉ, ખેડુ, ભેદુ, મારુ વ૦

૪. કૃદંતો બનાવનારા પ્રત્યયો :

તું, તી, તો ( વર્તમાન ) : ખાતું, દોડતી, જતો ઈ૦

યું–યેલું : થયું, ગયેલું ( ભૂત )

આરું–આનું : થનારું, થવાનું ઈ૦

અરબી પ્રત્યયો :

૧. કર્તા દર્શાવનારા :

આ, ઇ, અ : આશિક ( અશક = તેણે ઇશ્કબ્યું ), નાજિર ( નઝર = તેણે જોયું ), હાકિમ ( હકમ = હુકમ કર્યો ), જાહિર ( જહર=તેણે જોયું ), જાલિમ ( જલમ=તેણે પીડા કરી ), સાહિબ ( સહબ = તે સાથે રહ્યો ), અમિન ( અમન = તેણે જવાબ દીધો ), મારુ ( મારિજ, મરજ = તે ગયો ), મુરબ્બી ( રબબ =

તેણે રક્ષણ કર્યું), તઅરીફ (તારીફ, અરફ = વર્ણન કર્યું), તસદી (સદઅ = પીડા આપી), તજવીજ (જવજ = તેણે શોધ્યું), તકરાર, એકરાર (કરર = તે બોલ્યો), મુસાફિર (સફર = તે ગયો), મુઆમલત (મામલત = અધિકાર, અમલ = તેણે અધિકાર ચલાવ્યો), મુલાકાત (લકત = તે મળ્યો), મુનસિફ (નસફ = તેણે ન્યાય કર્યો), મુનશી (લેખક, નશઅ = તેણે લખ્યું), ઈમાન (અમન = તેણે વિશ્વાસ કર્યો), ઈરાદો (રવદ = તેણે ઇચ્છયું), મુસલિમ (સલમ = તે સુખી થયો).

૨. કર્મ દર્શાવનાર :

અ: માશૂક, મંજૂર, મશહૂર (જહર), મહસૂલ (હસલ = તેણે જમા કર્યું–હાસિલ = જમા કરનાર), મુરબ્બા (રાખી મૂકેલો, રબ્બ ઉપરથી), મુકદ્દમા (કદમ = તે આગળ થયો), મુનાસિબ (નસબ = તે યોગ્ય હતો), મુબારક (બરક = તેણે આશીર્વાદ આપ્યા), ઈનસાફ (નસફ), મુરાદ (રવદ), ઈસલામ (સલમ)

૩. અન્ય નામો દર્શાવનાર (પ્રત્યયો તેના તે જ):

તાલુકા (અલક = તેણે આશ્રય લીધો), મુતસદ્દી (ગણતરી બાજ, સદ્દય = તેણે હિસાબ રાખ્યો), તલાશ (લશય = તેણે શોધ કરી), તફાવુત (ફવત = તેણે બદલ્યું), તમાશો (તમાશો, મશય = તેણે બતાવ્યું), ઈઅતિબાર (ઈતબાર, અબર = તેણે વિશ્વાસ કર્યો), ઈખ્તિયાર (અખત્યાર, ખયર = તે નીવડ્યો), મુદ્દઆ (મુદ્દા, દઅઅ = તેણે ઇચ્છયું), હિસાબ (હસબ = તેણે પૂરું કર્યું), મશગૂલ (શગલ = તે કામે લાગ્યો).

# વ્યુત્પત્તિ વિચાર

અર્વાચીન ગુજરાતી ભાષાના શબ્દભંડોળમાં મુખ્યત્વે સંસ્કૃતમાંથી ઊતરી આવેલા શબ્દોનું બાહુલ્ય છે. આમાના કેટલાક શબ્દોએ મૂળ સંસ્કૃત પ્રમાણેનું જ સ્વરૂપ હજી જાળવી રાખ્યું છે. એ શબ્દો તત્સમ કહેવાય છે: ઉ. ત. નયન, કાર્ય, ધર્મ, પક્ષી, ગ્રંથ ઈત્યાદિ. પરંતુ ધ્વનિવિકારના નિયમો અનુસાર મોટા ભાગના શબ્દો મૂળમાંથી જુદે જુદે તબક્કે વિવિધ પરિવર્તન પામતા ગુજરાતીમાં ઊતરી આવ્યા છે. આવા શબ્દોને તદ્ભવ શબ્દો કહેવામાં આવે છે. ઉ. ત. કાન, આંખ, હાથ, દાત, પાંદડુ, ભીંત, ઈંટ ઇત્યાદિ. આવા શબ્દોના મૂળ સ્વરૂપથી અર્વાચીન રૂપ સુધી પહોચવાના પ્રક્રિયાને વ્યુત્પત્તિ કહેવામાં આવે છે. વ્યુત્પન્ન થવું એટલે ઉદ્ભવવું એ ઉપરથી આ વ્યુત્પત્તિ શબ્દ લેવામાં આવ્યો છે.

ગુજરાતી શબ્દોની વ્યુત્પત્તિ શોધવાનો પ્રથમ પુરુષાર્થ સ્વ૦ નરસિંહરાવે કર્યો. તેમની પૂર્વે કવિ નર્મદ તથા સ્વ. વ્રજલાલ શાસ્ત્રી જેવા વિદ્વનોએ પણ આ દિશામાં પ્રયાસ કરેલો, પરંતુ સ્વ. નરસિંહરાવ પૂર્વેના વિદ્વાનોની ભૂલ એ હતી કે તેઓ સંસ્કૃતમાંથી સીધા ગુજરાતીમા શબ્દો ઊતર્યાં હોય એ રીતે વ્યુત્પત્તિ દર્શાવતા, આથી ઘણીવાર ભૂલ થવાનો સંભવ રહેતો; વળી ધ્વનિપરિવર્તનના નિયમો અવાંતર રૂપો દર્શાવ્યા વગર સ્પષ્ટ ન થાય. સ્વ. નરસિંહરાવ ત્યારે રીતને 'ક્રમલાઘવ' તરીકે ઓળખાવતાં જણાવે છે કે ભ ય.મીમ્ંલ એ આ પદ્ધતિ કામની નથી. ઉ. ત. 'વટોદર' ઉપરથી 'વડોદરા'

કરવું કે 'વારણમ્' (જે અટકાવે તે) ઉપરથી 'બારણું' એવી વ્યુત્પત્તિ કૃત્રિમ ગણાય તેઓ જણાવે છે કે અવાંતર પરિવર્તનોને ગણતરીમાં લેવામાં આવે તો 'વટોદર' ઉપરથી 'વડોદરું' જ વ્યુત્પન્ન થાય. ખરું જોતા તો 'વટપદ્ર' ઉપરથી 'વડોદરા' અને 'દ્વાર' ઉપરથી 'બારણું' શબ્દ વ્યુત્પન્ન થાય. ('ણું' સ્વાર્થિક 'ક' માંથી થયું છે.) તેઓએ આ ઉપરાંત 'બેસવું', 'કણબી', 'અજીઠું' ના દાખલા પણ ટાંક્યા છે. 'બેસવું' 'વિશતિ'માંથી વ્યુત્પન્ન કરવું એ ખોટું છે. ખરું તો, ઉપવિશતિ > ઉવવિસઇ > બઈસઇ > બેસે એ પ્રમાણે થાય. 'કણબી' 'કણ + બી' નો બનેલો નથી, પરંતુ 'કુટુંબી' માંથી વ્યુત્પન્ન થાય છે. એ જ રીતે 'અજીઠું' 'જુષ્ટમ્' માંથી ન નીકળે; કારણ કે 'જુષ્'નો કોઈ અર્થ એની નજીક આવતો નથી. એ 'ઉચ્છિષ્ટ' માંથી વ્યુત્પન્ન થયો છે ખરું જોતાં તો બધાં જ અવાંતર રૂપો સંસ્કૃત > પાલિ > પ્રાકૃત > અપભ્રંશ > પ્રાચીન ગુજ૦ > અર્વાચીન ગુજ૦ એ પ્રમાણે લેવાં જોઈએ, પરંતુ અનુકૂળતા તથા સંસ્કૃત, અપભ્રંશ ભંડોળ સુલભ હોવાથી સામાન્ય ક્રમ આ પ્રમાણે રાખવામાં આવ્યો છે: સંસ્કૃત > પ્રાકૃત, અપભ્રંશ > ગુજરાતી. છતાં સ્વ. નરસિંહરાવ કેટલાંક બીજાં અવાંતર રૂપો પણ ટાંકે છે.

ઉત્સર્ગ : વિદ્વાનોએ ધ્વનિપરિવર્તનના આ નિયમોને 'ઉત્સર્ગ' એવું નામ આપ્યું છે. 'ઉત્સર્ગ' એટલે વ્યુત્પત્તિનો કારણભૂત એવો ધ્વનિપરિવર્તનનો નિયમ. ધ્વનિપરિવર્તન કેમ થાય છે એ વિશે આપણે અગાઉ વિસ્તારથી ચર્ચા કરી છે. સ્વ. નરસિંહરાવ એને માટે કંઈક એવાં જ કારણો દર્શાવે છે એ પણ અત્રે નોંધીએ:

૧. જિહ્વાદોષ : 'ત્' ને બદલે 'ટ્' બોલાય

૨. સરળતાનો નિયમ : સરળ લાગતાં રૂપો સ્વીકારાય ને વિકલ્પ દૂર કરવામાં આવે. ઉ. ત. 'અસ્'નાં તૃ. એ. વ. 'અચ્છઈ'

અને 'અત્થિ' બે રૂપો થાય, પરંતુ એમાંથી સામાન્ય અંગ તરીકે 'અચ્છ' સ્વીકારાયું.

૩ શ્રમનો બચાવ : કર્મ > કમ્મ

૪ તુલ્યમાત્રાપરિમાણ : ધ્વનિમાં ફેરફાર થાય ત્યારે બોલનાર માત્રા જાળવી રાખવાનો પ્રયાસ કરે : કમ્મ > કામ (સંયોગલોપના બદલામાં પૂર્વસ્વરનું દીર્ઘત્વ).

હવે કેટલાક મહત્ત્વના ઉત્સર્ગો જોઈએ :

૧. વિવૃત 'ઍ' અને 'ઑ'

વિવૃત 'ઍ' અને 'ઑ'નું ઉચ્ચારણ સંસ્કૃતમાં નથી. ગુજરાતીમાં એ કેવી રીતે આવ્યું એનો નિયમ સ્વ. નરસિંહરાવે નીચે મુજબ દર્શાવ્યો છે :

(અ) પ્રતિસંપ્રસારણ : 'ઈ' અને 'ઉ' પૂર્વે સ્વર અને પછી વ્યંજન હોય તો એનો અનુક્રમે 'ય' અને 'વ' થાય.

વૈરં > વઈરુ > વયર-વૅર

બાઈડી > બાયડી

અધુના > અહુણા > હઉણા > હવણાં

નૂપુરં > નઉરું > નેવર (ઘોડાનાં)

પાદુકા > પાઉડી > પાવડી

આ પ્રતિસંપ્રસારણનું કારણ એ છે કે 'ઈ,' 'ઉ' ગૌણ સ્થિતિમાં આવતાં એ 'અ'નું અવલંબન માગે છે. 'એ', 'ઓ'ની પૂર્વે સ્વર હોય તો એનો પણ અનુક્રમે 'ય', 'વ' થાય છે:

પાદ : > પાઓ > પાવ-પાવલું

ઘાતઃ > ઘાઓ > ઘાવ

(આ) કુંતતર 'અ'નો લોપ થાય :

અહમ્ > અહં-હઉ > હું

કટકમ્ > કડઉ > કડું

પશ્ચાત > પચ્છઇ > પછી

અદ્યાપિ > અજ્જવિ-અજ્જઈ > હજી

ઉપર્યુક્ત ધ્વનિપરિવર્તનોના પરિણામ રૂપ ઉત્સર્ગ-૧ નીચે પ્રમાણેનો વ્યાપાર દર્શાવે છે:

અનંત્ય (અંત્ય નહિ તે) 'અઈ', 'અઉ' ને સ્થાને 'અય્', 'અવ્' થાય અને પરિણામે અનુક્રમે વિવૃત 'ઍ,' 'ઑ' થાય:

('અઈ,' 'અઉ' અંત્ય હોય તો અર્ધવિવૃત 'એ', 'ઓ' થાય)

'ઍ' (વિવૃત): વૈરં > વઇરું > વૅર

બધિરક > બહિરઉ > બહઈરઉ > બ્હૅરો

(છવિ + ઇલ્લ) છઇલ્લું > છૅલ

પઇંગણુ > પેંગણુ

રજની > રયણી > રૅણ

'એ' (અર્ધવિવૃત): કરઈ > કરે

'ઑ' (વિવૃત): મુકુલં > મઉલુ > મૉર

પૃથુલકં > પહુલક-પહુઉલઉ > પ્હૉળું

ગૌરા > ગઉરા > ગૉર્ય

ચતુરસ્ત્ર : > ચઉરસ્સુ > ચૉરસ

ચતુષ્ક > ચઉક્કુ > ચૉક

કઃ પુનઃ > કઉણુ > કૉણ

નવમી > નવમાં > નૉમ

અરબી-ફારસી : હય્રાન > હૅરાન

કવ્લ > કૉલ

અપવાદ: 'અઈ' અને 'અઉ'માં 'અ' ઉપર સ્વરભાર હોય તો જ વિવૃત ઉચ્ચાર થાય, બાકી ન થાય માટે નીચેના અપવાદો:

ગર્દભકઃ > ગદ્દહડઉ – ગદ્દયડઉ – ગદ્દઇડઉ > ગધેડો
વત્સતરકઃ > વચ્છયરઉ > વચ્છઇરઉ > વછેરો
ભદ્રતરકં > ભલ્લયરઉં – ભલઇરઉં > ભલેરું
વિકૃતિ > વિઇરઈ – વઇરઈ > વેરે.
દ્વિપ્રયોગ નગર > નયર > નઈર > નેર
ચતુર્વેદી ચતુર્વેદી > ચઉવ્વેઈ – ચઉવઇ > ચોબો
રાષ્ટ્રકૂટ > રટ્ઠઊડ – રાઠઊડ > રાઠોડ
કપપટ્ટિકા > કસવટ્ટિઆ – કસઉટ્ટી – કસઉટી > કસોટી

'ઈ' 'ઉ' ઉપર સ્વરભાર હોય તો સંવૃત ઉચ્ચાર થાય. વિવૃત ઉચ્ચારને 'અઇ' 'અઉ' સાથે નહીં, 'અય્' 'અવ્' સાથે સંબંધ છે.

ઉ.ત. તતઃ > તઉ – તવ (તબ) > તો
'અય્' 'અવ્' ન થાય ત્યાં :
શતકં > સયકં > સૈકું – સઇકું
ચતુર્દશ > ચઉદ્દહ > ચૌદ – ચઉદ
સર્વઃ > સવ્વો > સવ – સઉ > સૌ – સઉ

અસાધારણ પ્રકાર : 'અઇ,' 'અઉ' નથી મળતા છતાં વિવૃત 'એ' :

વિતસ્તિ > વિહત્થી > વ્હેંત્ય વૃદ્ધિ વ્હેંત્ય.
સીમન્તક > સીમંતઉ – સીઅંતઉ > સેંથો વૃદ્ધિ સૈંથો
કટિ : > કડી > કેડ્ય
સરી > સરી > સેર્ય
કન્દુકઃ > ગેંદુઓ > ગેંદ
પિણ્ડક· > પિંડઉ > પેંડો

વિવૃત 'ઓ' : પ્રહર : > પહરુ – પ્હરઉ > પ્હોર

નખેર > નહરુ – ન્હરઉ > ન્હોર
મહાર્ઘક > મહગ્ઘઉ – મ્હઅગ્ઘઉ > મોંઘું
શતં > સઉં > સો
મુખં > મુહં > મ્હોં
મુખકક > મુહઉં – મ્હુઅડઉં – મ્હુઉડઉં > મોઢું, મ્હોઢું
ગુરુ : > ગુરુ > ગોર
સૂચિ > સૂઇ > સોય
કોઇલઉ (દે) > કોયલો
ઓસરિય (,,) > ઓસરી
મૃત્યુ : > મુત્તુ > મોત
પ્રાઘુર્ણક > પ્રાહુણ્ણઉ > મ્હેરોણો
સ્વર્ઘક > સુગ્ઘઉ > સોંઘું

સ્વ. નરસિંહરાવ જેને વિવૃત કહે છે તે ઉચ્ચાર વાસ્તવમાં 'વિવૃતતર' છે. અરબી-ફારસીની અસરથી એ સત્તરમા સૈકામાં આપણી ભાષામાં પ્રવેશ્યો.

૨. અંત્ય 'ઓ' તથા 'ઉં' અને અંત્ય 'અ':

ગુજરાતીમાં નરજાતિનાં 'ઓ' અંતવાળાં નામો તથા વિશેષણો છે (ઘોડો, ઘેલો), 'અ' અંતવાળાં છે (વડ, મોર, સાપ), નાન્યતર જાતિનાં 'ઉં' અંતવાળાં નામો, વિશેષણો છે (મડું, સાસરું, રાતું) અને 'અ' અંતવાળાં પણ છે (ઘર, તેલ, લાલ).

કેટલાંક 'ઓ' કે 'ઉં' તથા 'અ' એમ બંને અંતવાળાં મળે છે; જેમાં કેટલાકમાં અર્થનો થોડો ફરક પડી જાય છે:

પથરો-પથ્થર, હાથો-હાથ, રસો-રસ, દાતો-દાંત, પાનું-પાન, ભરણું-ભરણ, નાકું-નાક, સાચું-સાચ ઈ૰

શબ્દને અંતે જો સ્વાર્થિક 'ક' લાગ્યો હોય તો નરજાતિમાં અપભ્રંશમાં 'અઉ' થઈને ગુજ.માં 'ઓ' થાય છે અને નાન્યતર જાતિમાં 'અઉં,' થઈને 'ગુજ.માં ઉં' થાય છે. જો 'ક' ન લાગ્યો હોય તો 'ઉ' થઈને ગુજ.માં 'અ' આવે છે. ઉદા:

ઘોટક : > ઘોડઉ > ઘોડો
શબ્દ : > સદ્દુ > સાદ
પર્ણકં : > પણ્ણઉં > પાનું
પર્ણં > પણ્ણુ > પાન

વધુ ઉદાહરણો :

'ઓ' કારાન્ત :
કર્ણક : > કણ્ણઉ > કાનો
પ્રસ્તરક : > પત્થરઉ > પથરો
હસ્તક : > હત્થઉ > હાથો
વંશક : > વંસઉ > વાંસો
પાદક : > પાયઉ > પાયો
ડુંગરઉ : (દેશ્ય) > ડુંગરો
'ઉં' કારાન્ત :
સત્યકં > સચ્ચઉં > સાચું
અંગનકં > અંગણઉં > આંગણું
(દેશ્ય) ણક્કઉં > નાકું
,, છાણકં > છાણઉં > છાણું
'અ' કારાન્તઃ
કર્ણ: > કણ્ણુ > કાન
પ્રસ્તર : > પત્થરુ > પથ્થર
હસ્ત : > હત્થુ > હાથ

વંશ : > વંસુ > વાંસ
પાદ : > પાયુ > પાય
ડુંગરુ (દેશ્ય) > ડુંગર
સત્યં > સચ્ચુ > સાચ
અંગનં > અંગણુ > આંગણુ
ણક્કુ > નાક
છાણં > છાણુ > છાણ

અરબી-ફારસીમાંથી વ્યુત્પન્ન 'ઓ' અને 'ઉં' અથવા 'અ' ની ભિન્ન પ્રક્રિયા : ('એહ્' અંતવાળાં)

| | |
|---|---|
| પર્દેહ્ > પડદો | નામેહ્ > નામું |
| પ્યાદેહ્ > પ્યાદું | દગલેહ્ > ડગલો |
| હિસ્સેહ્ > હિસ્સો | ખાનેહ્ > ખાતું |
| પ્યાલેહ્ > પ્યાલો, પ્યાલું | ઝનાનેહ્ > જનાનો |

('અત્' અંતવાળાં):

મોહબ્બત્ > મહાવરો | મુકાબલત્ > મુકાબલો
મુબાદલત્ > મોઅદલો

વ્યંજનાંત 'અ'કારાન્ત બને :

મર્દ > મરદ | દર્દ > દરદ | ફર્ક > ફરક
બર્ફ > બરફ | બુર્જ > બુરજ | ગુલાબ્ > ગુલાબ

અપવાદરૂપ વ્યંજનાંતનો 'ઓ'

મવ્જ્ > મોજો | બિસ્તર્ > બિસ્તરો

૩ – અનંત્ય 'ઇ' કે 'ઉ' નો 'અ' :

આ ઉત્સર્ગ જુદા જુદા અનેક ઉત્સર્ગોના એક અંગરૂપ જ છે– એ ઉત્સર્ગો નીચે પ્રમાણે છે :

(અ) અંત્ય 'ઈ' પૂર્વે સ્વર હોય અથવા વ્યંજન હોય તો 'ઈ' નો 'ય' થાય છે :

: પૂર્વે સ્વરવાળાં :

ગૌ > ગાઈ - ગાઇ > ગાય
ભવતિ > હોઇ-હુવઈ-હુવઇ > હોય
માતા > માઈ - માઇ > માય
કોઽપિ > કોવિ - કોઇ > કોય

: પૂર્વે વ્યંજનવાળાં :

અક્ષિ: > અક્ખી - અક્ખિ > આંખ્ય
ગ્રંથિ : > ગંઠી - ગંઠિ > ગાંઠ્ય
વર્તિ: > વટ્ટી - વટ્ટિ > વાટ્ય
જાતિ > જાત્ય
રીતિ > રીત્ય
વલ્લી > વેલ્લી - વેલ્લિ > વેલ્ય - વેલ
કટિ: > કડી - કડિ > કેડ્ય - કેડ

આ પ્રકારે આવેલા અંત્ય 'ય' નો શિષ્ટ ગુજરાતી તથા સુરતીમાં લોપ થાય છે સૌરાષ્ટ્રમાં 'ય' ખાસ બોલાય છે.

(આ) અનંત્ય 'ઈ' નો 'અ'

હરિણ : > હરિણુ > હરણ
હસ્તિનિકા > હત્થિણિઆ > હાથણી
સદૃશકં > સરિસઉં > સરસું
વિરૂપકં > વિરૂવઉં-વિરુવઉં > વરવો
વિક્રયક : > વિક્કઅઉ > વકરો
વિટાલુ : > (દેશ્ય) > વટાળ
વિષમકં > વિસમઉં > વસમું

વિના > વિણુ > વણ
ચિરોર્તિ > ચિણઇ > ચણે
ત્વરિતં > તરત
નિપાતં > નિવાણુ > નવાણ
ઉડિદુ (દેશ્ય) > અડદ

(ટ) અંત્ય તથા અનંત્ય 'ઉ' ની પૂર્વે વ્યંજન હોય તો 'ઉ' નો 'અ' થઈ જાય :

: અંત્ય :

મધુ : > મધ
ગુરુ : > ગુરૂ-ગુરુ > ગોર

: અનંત્ય :

અગુરુ : > અગુરુ > અગર
લઘુકકં > લહુઅઉં-હલુવઉ > હળવું
શ્વાસુરકં > સાસુરઉં > સાસરું
આકુલક : > આકુલઉ > આકળો
પુટં > પુડુ > પડ
મત્કુણ : > મક્કુણુ-મંકુણુ > માંકણ
ક્ષુરક : > છુરઉ > છરો
ક્ષુરિકા > ખુરિઆ > ખરી

(ઠ) અંત્ય 'ઉ' ની પૂર્વે સ્વર હોય તો 'વ' થાય :
તડાગં > તડાઉ-તલાઉ > તલાવ
નિર્વાહ : > નિવ્વાહુ > નિવ્હાઉ > નિભાવ

(૨) એથી ઊલટો વ્યાપાર, અનંત્યે 'અ' નો 'ઈ' અથવા 'ઉ' થાય : (સંભવત : મૂળમાં 'ઇ' કે 'ઉ' હશે એવા ભ્રમથી)

અંડકં ⁊ અંડઉ ⁊ ઈંડું
પ્રગલતિ ⁊ પગલઇ ⁊ પિગળે
પંજરકં ⁊ પંજરઉ ⁊ પિંજરું
ગણિકા ⁊ ગુણકા
જવાન (ફા૦) ⁊ જુવાન

૪-લઘુપ્રયત્ન 'હ' કાર:

(શ્રી કે. કા. શાસ્ત્રી એને મહાપ્રાણિત સ્વરોચ્ચારણ કહે છે. સૌરાષ્ટ્રમાં પૂર્ણપ્રયત્ન 'હ' જ બોલાય છે, જ્યારે ઘણા શબ્દો બાબતમાં લઘુપ્રયત્ન 'હ' વગર જ ઉચ્ચારણ કરવામાં આવે છે ઉ. ત. ગુજરાત 'મ્હારું', સૌ. 'મારું').

(क) ખસીને આદિ તરફ જાય :

*લક્ષ્ણકં ⁊ લણ્હઉં ⁊ નાનું
પા.ણ્ણં ⁊ પણ્હી ⁊ પ્હાની
કૃષ્ણ: ⁊ કણ્હુ ⁊ ક્હાન
યુયં ⁊ તુમ્હે ⁊ ત્હમે
પ્રાઘૂર્ણક: ⁊ પાહુણઉ ⁊ પ્હેરોણો
કથયતિ ⁊ કહઇ ⁊ ક્હે
વહતિ ⁊ વહઇ ⁊ વ્હે
વલ્લભક: ⁊ વલ્લહઉ ⁊ વ્હાલો
સંમુખકં ⁊ સંમુહઉં ⁊ સ્હામું
મહિષી ⁊ મહિસી-મ્હઇસી ⁊ ભેંસ
ગભીરકં ⁊ ગહીરઉં-ગહિરઉં ⁊ ઘેરું
ગ્રહણં ⁊ ગરહણુ ⁊ ઘરેણુ
(દેશ્ય) વહિલ્લઉં ⁊ વહેલું
"પ્રફ્ફ્રા ⁊ પૂફ્રા ⁊ પૂહા ⁊ ફુઆ

(ख) શબ્દના અંત ભાગ તરફ ખસે :

કથિતકં > કહિયઉ-કીધઉ > કીધું

પ્રત્યભિજ્ઞાનં > પચ્ચહિઅાણુ-પહિચ્ચઆણુ -પહિચ્ચાણુ-પહિચ્છાણુ > પિછાણુ

અભિજ્ઞાનં > અહિણ્ણાણું-અહિનાણુ અઈહનાણુ > એંધાણુ

(ग) ક્વચિત્ 'હ' નો પ્રક્ષેપ થાય :

તથા > તંઇ > તહેં

યદ્વારે > જિવારઈ > જ્યહારે

નશ્યતિ > નસ્સઇ > ન્હાસે

લય : > લયુ > લ્હે

ચિતા > ચિયા > ચ્હે

ઓષ્ઠ : > ઓઠ્ઠ > હોઠ

કોનક : > કોણઉ > ખૂણો

સકલકં > સગલઉ > સઘળું

પ્રત્યંચા > પડંચા > પણછ

જ્વાલા > જાલા > ઝાળ

કાન્ત : > કંતુ > કંથ

પીતકં > પીદઉં > પીધું

પાશક : > પાસઉ > ફાંસો

(घ) 'હ' કારનો લોપ થાય :

ચિહ્નં > ચેણ્હુ > ચેન

તીક્ષ્ણકં > તિણ્હઉં > તીણું

નાથકક : > નાહુલઉ > નાથ્યો

લોહખંડ > લોહખંડ > લોખંડ
પંચદશ > પંદરહ > પંદર
ફલાહાર: > ફલાહારુ > ફગળ
શૃંખલા > સંખલા > સાંકળ
ગુચ્છ > ગુછા > ગૂંચ
ઔષધ > ઓસહ > ઓસડ

સંયુક્તાક્ષરમાંથી પ્રથમ વ્યંજન લુપ્ત થાય, પરંતુ બીજા સ્થાને મ ન ય લ, વ, ર, હોય તો તે મૃદુ હોવાથી ઊડી જાય :

ઉત્સંગ > ઉચ્છંગુ > ઉછંગ
પ્રતિચ્છાયા > પડિચ્છાઆ > પડછાયો
વૃદ્ધક > વડ્ડઉ > વડો
પરકીયકં > પારક્કઉં > પારકું
કર્પૂરં > કપ્પૂરુ > કપૂર
ચિત્તં > ચિત્તુ > ચિત
પરિસ્વેદક > પરિસ્સેવઉ > પરસેવો
વિજ્ઞપ્તિ > વિણ્ણત્તી > વિનંતી
પત્રકં > પત્તરઉ > પતરું
પાદાગ્રરક્ષકં > પાઅગ્ગરક્ખઉં > પગરખું

૬ સંયોગલોપ અને પૂર્વસ્વરનું દીર્ઘત્વ :

અનાદ્ય સજાતીય સંયોગના પૂર્વ વર્ણનો લોપ થાય અને એની પૂર્વેનો સ્વર દીર્ઘ થાય (સજાતીયમાં અલ્પપ્રાણ-મહાપ્રાણનો સંયોગ પણ ગણાય)

ચર્મ > ચમ્મુ > ચામ
સત્યકં > સચ્ચઉં > સાચું

સ્પર્શ : 7 પસ્સુ 7 પાસ
સર્વ: 7 સવ્વુ 7 સાવ
શબ્દ: 7 સદ્દુ 7 સાદ
દુગ્ધં 7 દુદ્ધુ 7 દૂધ
ભક્તં 7 ભત્તુ 7 ભાત
ઊર્ધ્વકં 7 ઉબ્ભઉં 7 ઊભું
તીક્ષ્ણકં 7 તિક્ખઉં 7 તીખું

વિકલ્પે વિશ્લેષ પણ થાય :

વાર્તા 7 વત્તા 7 વાત કે વારતા
માર્ગ : > મગ્ગુ 7 માગ કે મારગ
સર્વ : 7 સવ્વુ 7 સાવ કે સરવ
કર્મ > કમ્મુ 7 કામ કે કરમ
સર્પ : 7 સપ્પુ 7 સાપ કે સરપ

આમા 'સાપ-સરપ' સિવાયના શબ્દોમાં અર્થચ્છાયાનો ફરક પડે છે.

૭. અનુસ્વાર પૂર્વે હ્રસ્વ સ્વર હોય તો અનુસ્વાર (અને વર્ગીય અનુનાસિક વ્યંજન)નું ગુજરાતીમાં કોમળ અનુનાસિક ઉચ્ચારણ થાય ને હ્રસ્વ સ્વર દીર્ઘ બને :

વક્રકં 7 વંકઉં 7 વાંકું
રંક : > રંકુ 7 રાંક
શુદ્ધિ દન્તઃ દન્તક : 7 દંતુ 7 દાંત
તામ્રકં 7 ત્રંબઉં 7 તાંબુ
" આમ્રક આમ્રકં 7 અંબઉ 7 આંબો
સંધ્યા 7 સંઝા 7 સાંજ

૮. અનુનાસિકનો પ્રક્ષેપ થાય:
છિદ્રક: > છિદ્દઉં > છીંડું
મહાર્ઘક > મહગ્ઘઉં > મોંઘું
અક્ષિ: > અક્ખી > આંખ
ઉષ્ટ્ર: > ઉટ્ટ > ઊંટ
નિદ્રા > નિંદર
ઇષ્ટિકા > ઇટ્ટિઆ > ઈંટ

૯. અનુનાસિકનો લોપ:
મંજૂષા > મંજૂસા > મજૂસ
બિંબક > બિંબઉ > બીબું
સંતાપયતિ > સંતાવઇ > સતાવે
દંતધાવનં > દંતવણું > દાતણ
વિંશતિ > વીસ

૧૦. અસ્વરિત પ્રથમ શ્રુતિ કે અસ્વરિત અંત્ય વ્યંજનનો લોપ થાય:
અરણ્ય > અરણ્ણ (રણ્ણ) > રાન
અરઘટ્ટ > અરહટ્ટ > રહેંટ > રહેંટ
કુંકુમં > કુંકુમ > કંકુ

૧૧. બે સ્વરો સાથે આવે ત્યારે બીજો લુપ્ત થાય અને પ્રથમ હ્રસ્વ હોય તો દીર્ઘ બને:
પાનીયં > પાણિઅં > પાણી
મૌક્તિકં > મોત્તિઅં > મોતી
ઘૃતં > ઘિઉં > ઘી

૧૨. એક સ્વરને બદલે ઘણી વાર બીજો સ્વર આવે:

ખલ : 7 ખોળ
સમવર્તિની 7 સમવડિઇ 7 સમોવડી
મિલતિ 7 મિલઈ 7 મળે
ઉચ્ચરતિ 7 ઉચ્ચરઇ 7 ઓચરે
ઉખા 7 ઓખા
અશોક 7 આસોપાલવ
વાલુકા 7 વેળુ

૧૩. ઘણી વાર સ્વરનો વ્યત્યય થાય :
શ્મશ્રુ > મંસુ > મૂછ
શકુન > શુકન
પરિવિષ્ > પરિઇસ્ 7 પરીસ > પીરસવું

૧૪. લઘુતાવાચક ‘ક’ નો ‘ડા’ કે ‘લા’:
રાસક : > રાસડા
અન્ધક : > આંધળો

૧૫. અનાદિ, અસંયુક્ત ‘ક’, ‘ચ’, ‘ટ’ ક્યારેક
સઘોષ ‘ગ’, ‘જ’, ‘ડ’, બને :
મકર > મગર
રત્નાકર > રત્નાગર
દ્યૂતકાર > જૂઅકાર > જુગાર
ત્વચા > તજ.
ઘટક : > ઘડઉ > ઘડો

૧૬: અનાદિ, અસંયુક્ત ‘ક’, ‘ગ’, ‘ચ’, ‘જ’,
‘ત’, ‘દ’, ‘પ’, ‘વ’ ઘણી વાર લુપ્ત થાય :
કોકિલા > કોઇલા > કોયલ
અંધકાર > અંધયાર-અંધઇર 7 અંધેર
ચંપકનગર > ચંપયનયર 7 ચાંપાનેર

સહચરી > સહુયરી > સહિયર
વચન > વઅણ-વયણ > વેણ સુધિ વયણ
જાતિ > જાઈ > જાઇ
કદલી > કયલી > કેળ
કોપિ > કોઈ > કોઈ
દિવસ > દિઅહ > દી

૧૭. અમુક વર્ગના અલ્પપ્રાણ ઘોષનો અનુનાસિક વ્યંજન : ('ડ' નો 'ણ' તથા 'વ' નો 'મ')
કુટુમ્બી > કુડુમ્બી > કણબી
સંદંશિકા > સંડસિઆ > સાંડશી - સાણસી
દ્વારકકં > બારડઉં > બારણું
તંતુક : > તંતુડઉ > તાંતણો
પ્રાપ્નોતિ > પાવઇ > પામે
કપાટઃ > કવાડ > કમાડ
ધીવર : > ધીવરુ > ઢીમર
શપથ : > સવહુ > સમ

૧૮. એથી ઊલટું, કોઇ પણ અનુનાસિક ઉપર સ્વર-ભાર હોય તો એ જ વર્ગનો સાનુનાસિક, અલ્પ-પ્રાણ, ઘોષ વર્ણ (ત્રીજો) બને છે :
પાન + ડું > પાંદડુ
વાનરક : > વાંદરો
ભગિનીપતિ > બહિણીવઈ - બહુનીવઇ - બનહીવઇ > બનેવી (બન્ધેવી)
આમલકં > આમલઉં > આંબળું
મહામાત્ર > મહામત્ત - મહાવત્ત > મ્હાવત - માવત

મદનફલં > મયણફલુ – મઢઅફુલ > મીંઢળ

૧૯. દ્વિશ્રુતિમધ્યગત 'લ' નો 'ળ' :
(આ દ્રાવિડી અસરનું પરિણામ હોય, ઉત્તર હિંદમાં નથી)
કલા > કળા; ફલ > ફળ
ષોડશ > સોલહ > સોળ
શ્યાલકઃ > સાલઉ > સાળો
કદલી > કેલી > કેળ્ય
લીલુ, તલ, ખીલા, મેલુ એવા કેટલાક અપવાદો છે

૨૦. અનાદિ, અસંયુક્ત 'પ' નો 'વ' થાય છે :
તાપઃ > તાવો > તાવ
ઉપલક્ષાંત > ઉવલક્ખઇ > ઓળખે
શ્વાપદં > સાવજુ > સાવજ

૨૧. કેટલીક વાર 'ર' નો પ્રક્ષેપ થાય છે :
કોટિ > કોડિ > કરોડ
ત્રુટક > ત્રુકુડિ > ત્રૂકડુ
શાણ > સાણ > સરાણ
ભક્ષ > ભક્ખ > ભરખવું

૨૨. ક્વચિત્ 'ર' નો 'ડ' કે 'ડ' નો 'ર' થાય છે :
અર્ધં > અડધું
દ્વાદશાક્ષરી > બારહાક્ખરી > બારાખડી
આષ્ટવારિક > આઠવાડિયું

૨૩. 'શ' કે 'ષ' નો 'સ' થઇ જાય :
વંશઃ > વંસુ > વાંસ
વિશ્રમક > વિસમઉ > વસમું
વર્ષં > વરિસુ > વરસ

૨૪. 'ષ' કે 'ક્ષ' નો 'ખ' કે 'છ' થઇ જાય :

લક્ષણું 7 લક્ખણું 7 લખ્ખણ

ષટ્ 7 છટ્ 7 છ

૨૫. ગુજરાતી ક્રિયાપદોની વ્યુત્પત્તિ :

(અ) સંસ્કૃત કે પ્રાકૃત મૂળ ધાતુમાંથી :

કર, લખ, પડ, હસ ઇ૦

(આ) ગણ-વિકરણ સહિત ધાતુમાંથી :

ચિણઇ > ચણવું, લુણઇ > લણવું. ધુણઇ > ધૂણવું

(ઇ) સં. ભૂત કૃદંત ઉપરથી :

પક્વકં > પક્કઉ > પાક્યું - પાકવું

લગ્નકં > લગ્ગઉં 7 લાગ્યું - લાગવું

જિતકં > જિત્તઉં 7 જીત્યું - જીતવું

મુક્તકં > મુક્કઉં > મૂક્યું - મૂકવું

ઉત્થિતક > ઉટ્ઠિઅઉં > ઊઠ્યું - ઊઠવું

(ઈ) ઉપસર્ગાદિ સહિત નવું જ રૂપ ઉપજાવે :

ઉપવિશતિ > ઉવવિસઇ - વઇસઇ
-બઇસઇ > બેસે - બેસવું

પ્રવિશતિ > પવિસઇ > પેસે - પેસવું

વિકિરતિ 7 વિક્કિરઇ-વઇરઇ 7 વેરે - વેરવું

સમર્પયતિ > સમપ્પઇ - સંવપ્પઇ > સોંપે - સોંપવું

વિઘટતિ 7 વિઘડઇ 7 બિગડે - બગડે - બગડવું

વિક્રીણાતિ 7 વિક્કેઇ 7 વેચે - વેચવું

આનયતિ 7 આણઇ > આણે - આણવું

ઉદ્ગતઃ > ઉગ્ગઉ - ઉગ્ગિઅઉં - ઊગિયો 7
ઊગ્યો - ઊગવું

વિચિનોતિ 7 વિચિણઇ 7 વીણે - વીણવું

(ઉ) નામ કે વિશેષણમાંથી નીકળતા ધાતુઓ :

શલ્ય > સલ્લ > સાલ – સાલવું

ધૂર્ત : > ધુત્ત – ધૂત > ધૂતવું

કુષ્ટ > કઠ્ઠું > કઠવું

સ્થિર > થિરુ > થિર-ઠરવું

દર : > દરુ > ડર-ડરવું

સંકટક > સંકડઉ > સાંકડું-સંકડાવું

વક્રક > વંકઉ > વાંકું – વંકાવું

ધવલક > ધઉલઉ > ધોળું-ધોળવું

પશ્ચાત્તાપક : > પચ્છાત્તાવઉ > પસ્તાવો-પસ્તાવું

(ઊ) ' છે ' ક્યાંથી આવ્યો ?

ડૉ. ભાંડારકર કહે છે ' આસ્ ' = બેસવું-માંથી. પીશલ તથા તેસ્સિતોરી કહે છે 'ઋચ્છતિ' માંથી. વેબર 'ગચ્છતિ' માંથી

લાસેન ' અસ્તિ ' સૂચવે છે.

બીમ્સ ' અસ્ ' (ભાસવું) સૂચવે છે.

' હેમચંદ્રાચાર્ય ' ' આસ્ ' નો ' અચ્છ ' કરે છે.

નરસિંહરાવ 'અસ્' ધાતુ જ મૂળમાં ગણે છે. પ્રા. ભાયાણી કહે છે કે ટર્નરે પુરવાર કર્યું છે તેમ,

| સં. | પાલિ | પ્રા. |
| --- | --- | --- |
| આક્ષેતિ > | અચ્છેઈ | અછઈ |
| | -અચ્છઇ | -છઇ > છે |

શ્રી કે. કા. શાસ્ત્રી જણાવે છે કે આદિમ ભારતીય-યુરોપીય ભાષામાં ' સ્કો ' ગણવિકરણ હતો, એ ઘસાઈ

ગયો. (ગચ્છતિ, ઇચ્છતિ જેવા આદેશોમાં એ રહી ગયો), પાલિમાં 'અચ્છતિ' રહી ગયું. મૂળ રૂપ 'એરછતિ.' ડૉ. સુનીતિકુમાર આ મતને ટેકો આપે છે. બંગાળીમાં 'આછે' અને મરાઠીમાં 'આહે' છે એ પણ 'અચ્છ' માંથી જ નીકળેલાં છે.

૨૫. બે સ્વર વચ્ચે આવેલા 'ક્' 'ગ્' 'ચ્' 'જ્', 'ત્' અને 'દ્' નો સામાન્ય રીતે લોપ થાય છે. આવી રીતે લોપ થતાં જો 'ય' શ્રુતિનું ઉમેરણ નથી થતું તો સામસામા આવેલા સ્વરોની સંધિ થઈ જાય છે: (ઉ. નં. ૧૬ની પૂર્તિરૂપ છે.)

'ક્' નો લોપ :

| :સંસ્કૃત: | :પ્રાકૃત: | :અપભ્રંશ: | :ગુજરાતી: |
|---|---|---|---|
| ચર્મકાર : | ચમ્મઆરો | ચમ્મઆરુ | ચમાર |
| ચિત્રકારક : | ચિત્તઆરઓ | ચિત્તઆરઉ | ચિતારો |
| નકુલિકક : | નઉલિયયો | નઉલિયઉ | નોળિયો |
| શીતકાલક : | સીયઆલઓ | સીયઆલઉ | શિયાળો |

'ગ્' નો લોપ :

| સં૦ : | : પ્રા૦ : | અપ૦ : | : ગુજ૦ : |
|---|---|---|---|
| કોષ્ઠાગાર : | કોટ્ઠાઆરો | કોટ્ઠાઆરુ | કોઠાર |
| સૃગાલ : | સિયાલો | સિયાલુ | શિયાળ |

'ચ્' નો લોપ :

| : સં૦ | : પ્રા૦ : | : અપ૦ : | : ગુજ૦ : |
|---|---|---|---|
| વચનમ્ | વયણું | વઅણુ-વયણુ | વેણ |
| સૌચિકા | સોઈઆ | સોઇઅ | સોઈ |

'જ્' નો લોપ :

| : સં. : | : પ્રા : | : અપ. : | : ગુજ૦ : |
|---|---|---|---|
| બીજમ્ | બીઅં | બીઉ | બી |
| રાજિકા | રાઇઆ | રાઈઅ | રાઇ |
| ભાજનકમ્ | ભાઅણઅં | ભાઅણઉં | ભાણું |
| ભોજિક : | ભોઇઓ | ભોઇઉ | ભોઈ |
| વાણિજક : | વાણિયઓ | વાણિયઉ | વાણિયો |

'ત્' નો લોપ :

| સં. : | : પ્રા. : | : અપ : | : ગુજ૦ : |
|---|---|---|---|
| પીતકકમ્ | પીઅઅઅં | પીઅઅઉં | પીળુ |
| માતા | માઆ | માઅ | માં |
| ચતુર્ગુણકમ્ | ચઉગ્ગુણઅં | ચઉગ્ગુણઉં | ચોગણું |
| અક્ષતમ્ | અક્ખઅં | અક્ખઉં | આખું |
| મૃતક : | મુઅઓ | મુઅઉ | મૂઓ |
| ઘૃતમ્ | ઘીઅં | ઘિઉ | ઘી |
| અમૃતમ્ | અમીઅં | અમિઉ | અંમી |

'દ્' નો લોપ :

| સં. : | : પ્રા. : | : અપ. : | : ગુજ૦ : |
|---|---|---|---|
| રોદતિ | રોઅઈ | રોઅઈ | રૂએ |
| ખાદતિ | ખાઅઈ | ખાઈ | ખાય |
| ખદિર : | ખઇરો | ખઇરુ | ખેર, |
| પાદ : | પાઓ | પાઉ | પાં |

૨૬. બે સ્વર વચ્ચે આવેલા 'ખ્', ઘ્, થ્, 'ધ્', 'ભ્' એ વ્યંજનોમાંથી વર્ગીયતાનો લોપ થતાં માત્ર 'હ્' બાકી રહે છે :

'ખ્' નો 'હ્' :

| : સં. : | : પ્રા. : | : અપ. : | : ગુજ૰ : |
|---|---|---|---|
| સખિકા | સહિઆ | સહિઅ | સહી |

'ઘ્' નો 'હ્' :

| : સં : | : પ્રા. : | : અપ. : | : ગુજ૰ : |
|---|---|---|---|
| મેઘ : | મેહો | મેહુ | મેહ |

'થ્' નો 'હ્' :

| : સં : | : પ્રા. : | : અપ. : | : ગુજ : |
|---|---|---|---|
| પૃથક્કકમ્ | પુહુઅ્અં | પુહુઅઉં | પહોળું |
| યૂથિકા | જૂહિઆ | જહિઅ | જૂઈ જૂઈ જુઈ |
| કથયતિ | કહઇ | કહઇ | કહે |

'ધ્' નો 'હ્' :

| : સં : | પ્રા. : | : અપ. : | : ગુજ૰ : |
|---|---|---|---|
| બધિરકમ્ | બહિરઅં | બહિરઉં | બહેરું |
| દધિ | દહિ | દહિં | દહીં |
| વધૂકા | વહૂઆ | વહુંઅ | વહુ |

'ભ્' નો 'હ્' :

| : સં. : | : પ્રા : | : અપ. : | : ગુજ૰ : |
|---|---|---|---|
| ગભીરકમ્ | ગહીરઅં | ગહિરઉં | ઘેરુ |
| બુભુક્ષા | બુહુક્ખા | બુહુક્ખ | ભૂખ |
| વલ્લભકમ્ | વલ્લહુઅ | વલ્લહઉં | વહાલું |
| શોભને | સોહઈ | સોહઇ | — |

૨૭. બે સ્વર વચ્ચે આવેલા 'ન્' નો 'ણ્' થાય છે

| : સં. : | : પ્રા. : | : અપ. : | : ગુજ૦ |
|---|---|---|---|
| માનુષ : | માણુસો | માણુસુ | માણસ |
| તાનયતિ | તાણઈ | તાણઈ | તાણે |
| ધનિક : | ધણિઓ | ધણિઉ | ધણી |
| હીનકમ્ | હીણઅં | હીણઉં | હીણું |
| ઘનકમ્ | ઘણઅં | ઘણઉં | ઘણું |
| ઊનકમ્ | ઊણઅં | ઊણઉં | ઊણું. |
| વિના | .વિણા | વિણુ | વિણ |
| પાનીયમ્ | પાણીઅં | પાણિઉ | પાણી. |
| વ્યાખ્યાનમ્ | વક્ખાણં | વક્ખાણુ | વખાણ |
| નયનમ્ | નયણં | નયણુ | નેણ |
| વચનમ્ | વયણં | વયણુ | વેણ. |

૨૮. બે સ્વર વચ્ચે આવેલા 'ન્ન્' નો 'ન્' થાય છે:

| : સં. : | : પ્રા. : | : અપ. : | : ગુજ. :- |
|---|---|---|---|
| કર્ણ : | કન્નો | કન્નુ | કાન |
| વર્ણ : | વન્નો | વન્નુ | વાન |
| અરણ્યમ્ | અરન્નઉં | રન્નઉં | રાન |
| પર્ણકમ્ | પન્નઉં | પન્નઉં | પાનું |

૨૯. બે સ્વર વચ્ચે આવેલા 'લ્' નો 'ળ્' અને 'લ્લ્' નો 'લ્' થાય છે: (ઉ. નં. ૧૯ની પૂર્તિરૂપ છે.)

'લ્' નો 'ળ્' :

| સં : | : પ્રા. : | : અપ. : | : ગુજ. : |
|---|---|---|---|
| અઙ્ગુલિકા | અંગુલિઆ | અંગુલિઅ | આંગળી |

| | | | |
|---|---|---|---|
| કજ્જલમ્ | કજ્જલં | કજ્જલુ | કાજળ |
| મિલતિ | મિલઈ | મિલઇ | મળે |
| આલસિક: | આલસિઓ | આલસિઉ | આળસુ. |
| જ્વલતિ | જલઈ | જલઇ | જળે |
| જ્વાલા | જાલા | જાલ | ઝાળ |

'લ્લ્' નો 'લ્':

| : સં. : | : પ્રા. : | : અપ. : | : ગુજ. : |
|---|---|---|---|
| તૈલ્યમ્ | તેલ્લં | તેલ્લુ | તેલ |
| કલ્યમ્ | — | કલ્લિ | કાલ |
| મૂલ્યમ્ | મુલ્લં | મુલ્લુ | મૂલ |
| ફુલ્લમ્ | ફુલ્લં | ફુલ્લુ | ફૂલ |

*

: કેટલીક અગત્યની વ્યુત્પત્તિ :

*

અભિનવકં 7 અહિનવઉં-અહિનવઉં 7 અવનવું

આશ્ચર્ય 7 અચ્છરિજ્જુ 7 અચરજ-ત

અનુપાનક 7 અણુવાણુઉં > અડવાણો

અન્યપક્ષકં 7 અન્નવક્ખઉં 7 અનોખું

અન્યતરકં 7 અન્નયરઉં-અનઈરઉ 7 અનેરું

અત્યદ્ભુત 7 અચ્ચબ્ભુય 7 અચંબો

અંમારી (ફારસી) > અંબાડી

આત્માન: 7 અપ્પાણુ 7 આપણે

અદ્ય 7 અજ્જ 7 આજ
આવર્તતે 7 આવટ્ટઈ 7 આવડવું
અલીકં 7 અલિઅં 7 આળ
અદ્ભુત 7 અબ્ભુઅ 7 આભો
ઉષ્ણકં 7 ઉણ્હુઉ 7 ઊનું
ઉત્તિષ્ઠતિ 7 ઉટ્ઠઈ 7 ઊઠે
ઉલ્લંઘયતિ 7 ઉલ્લંઘઈ > ઓળંગે
અવતારકઃ 7 અઉઆરઉ 7 ઓવારો
ઉપાધ્યાયકઃ 7 ઉવજ્ઝાયઉ 7 ઓઝો
અવચ્છાદ 7 અઉચ્છાડ 7 ઓછાડ
અવસ્રાવણં 7 અઉસાવણુ 7 ઓસામણ
અપસરતિ 7 અવસરઈ-અઉસરઈ 7 ઓસરે
કટુકં > કડુઉં 7 કડવું
કટકં 7 કડઉં 7 કડું
કર્ણે 7 કણ્ણિ-કણ્ણઈ 7 કને
કલાપઃ 7 કલાવું-કલાઉ 7 કળા (મોરની)
કેદારકઃ 7 કેઆરઉ-કયારઉં 7 કયારો
કુથ્યતિ 7-કુહઇ > કહોવું
કાલેયકં 7 કાલિજ્જઉં 7 કાળજું
કર્દમઃ 7 કદ્દમુ-કદ્દવું 7 કાદવ
કર્બુરકઃ 7 કબ્બુરઉં 7 કાબરું
કુશલ્યં 7 કુસલ્લ 7 કાસ-કાસળ
કોમલકં 7 કુંવલઉં-કુંઅલઉં 7 કૂણું-કૂણું
કઃ પુનઃ 7 કઉણુ 7 કોણ
કપર્દિકા > કવડ્ડિઆ-કઉડિઆ > કોડી
ખપ્પરુ	કર્પર 7 ખપ્પરુ 7 ખોપર (ખોપરી)

સ્કંધ > ખંધુ > ખાંધ
કીલક : > કીલઉ > ખીલો
ક્ષેત્રપુત્ર 7 ખેત્તઉત્ત > ખેડૂત
ક્રોડક : > કોલઉ 7 ખોળો
ગંર્ગરી > ગગ્ગરી > ગાગર
ગવાક્ષ > ગવક્ખ-ગવખ > ગોખ [illegible] ગોખ.
ગોધૂમ : > ગોહૂમું-ગોહૂંઉ > ઘઉં
જરઠક : > જરઠઉ-ગરઢઉ > ઘરડો
ચતુષ્ક > ચઉક્ક 7 ચોક
ચતુર્વર્મિકં 7 ચઉવટ્ટઉં 7 ચોટું
ક્ષુરી 7 છુરી > છરી
છન્નકં 7 છન્નઉં 7 છાનું
શુક્તિ > સિપ્પિ 7 છીપ
સુધા > છુહા > છો
ગુચ્છક 7 ગુચ્છઉં 7 છોગું
યજ્ઞોપવિત 7 જણ્ણોવઈય 7 જનોઈ
જન્યકા 7 જણ્ણુઆ 7 જાન
જાતિફલ 7 જાઇફ્ફલ 7 જાયફળ
જિહવા 7 જિબ્ભા 7 જીભ
જીર્ણકં 7 જુણ્ણઉં > જૂનું
યૂધિકા 7 જૂહિઆ > જૂઇ
જીર્ણક : 7 જિણ્ણઉ 7 ઝીણો (તાર)
ક્ષીણક : 7 ઝીણઉ 7 ઝીણો (બારીક)
તિલકકં 7 તિલયઉં 7 ટીલું
સ્થાનં 7 ઠાણું > ઠામ
શિથિલકં 7 સઢિલઉં (ઢીલઉં) > ઢીલું

તામ્બૂલિકઃ 7 તંબોલિઅ > તંબોળી
દહ્યતે 7 દજ્ઝઇ 7 દાઝે
દંષ્ટ્રા 7 દાઢા 7 દાઢ
દીપવર્તિકા 7 દીવઅટ્ટિઆ 7 દીવેટ
દેવકુલ > દેઉલુ 7 દેવળ
દ્વિઅર્ધ 7 દિયડ્ઢ 7 દોઢ
નહિ તહિં 7 નહીંતર
નટપદ 7 નડઅદ્દ 7 નડિયાદ
નિર્વાહ 7 ણિવ્વાહુ 7 નિભાવ
નિશ્ચ્યોતતિ 7 ણિચ્ચોઅઇ 7 નીચોવે
લેખશાળા 7 લેહશાળા – લેસાલ – નેસાલ
7 નિશાળ

સ્નેહકઃ 7 ણેહડઉ 7 નેડો
પુનઃ 7 પુણ > પણ
પરિધા > પરિહા 7 પહેરવું
પરિધાનં 7 પરિહાણું – પહિરાણું 7 પહેરણ
પાદ + ધૃ 7 પાયધારઇ – પાઉધારઇ 7 પધારવું
પ્રોતકં 7 પ્રોયઉં – પ્રોયું 7 પરોવ્યું
પ્રતિશબ્દકઃ > પડિસદ્દઉ 7 પડછંદો
પ્રભવતિ 7 પહુત્તઇ – પહુચ્ચઇ 7 પહોંચવું
(બળમાં)
પ્રાપ્તકં > પત્તઉં – પહુત્તઉં > પહોંચ્યા
(સ્થાને)
પર્યંક 7 પલ્લંગુ > પલંગ
પ્રતિઘોષ 7 પડિઘોસ – પડિઘોહ 7 પડઘો

પ્રતિપદા > પડિવઆ > પડવો
પ્રાતિવેશિક > પડિવેસિઉ > પડોશી
- પાડોશી
પાક્ષિકં > પાક્ખિઅ > પખાની
પક્ષિન્ > પંખિ > પંખી
શુદ્ધિતાંમાન પાર્શ્વે પાર્શ્વં > પાસઇ > પાસે
પ્રસ્થાનયતિ > પઠ્ઠાવઇ > પાઠવે
પિતૃગૃહ > પિઇહરુ > પિયર
પ્રકાર > પયારુ - પયરુ - પઇરુ > પેર
પુસ્તક > પોત્થઉં > પોથું
પૃથુકા : > પુહુઆ > પોંઆ
સ્ફોટયતિ > ફોડઇ > ફોડે
વિકાસ > બગાસું
વલયકં > વલયઉં > બલૈયું
વંચતિ > વચ્ચઇ > બચવું
વારાણસી > વાણારસી > બનારસ
વ્યાકુલક : > વાઉલઉ > બાવરો
ભીતિ > બીક
ભયવ્યાકુલક : > ભયવાઉલઉ > બેબાકળો
ભ્રાતૃ ४ > ભત્રીજો
ભક્ત > ભત્તુ > ભાત
ભક્તિ > ભત્તિ > ભાત (સુશોભનના અર્થમાં)
અભ્યંક્તે > અબ્ભંગઇ-ભીંજઈ > ભીંજવું
ભ્રાતૃજાયા > ભાઉજ્જાયા > ભોજાઇ
ભૂમિગૃહ > ભૂમિઘર-ભૂમિઘરઉ
-ભૂંઇઘરઉ > ભોંયરું

મૃગાઙ્ક 7 મયંક્ક 7 મયંક
મત્સર > મચ્છરુ 7 મચ્છર (ઈર્ષ્યા)
મશકઃ 7 મચ્છઅડ-રુ 7 મચ્છર – મછરુ
મહાર્ણવ : 7 મહારણ્ણુ-મહરાવણુ 7 મહેરામણ
મુહાવરહ (અરબી) > મહાવરો
મુકુલ 7 મઉલુ-મઉરુ 7 મ્હોર
માતૃષ્વસા 7 માઉસ્સિઆ 7 માઉસિઆ 7 માશી
મધ્યે 7 મજ્ઝિ-માઝિ-માહિ 7 માં
મક્ષિકા 7 મક્ખિઆ 7 માંખ
મિષતિ 7 મિસઇ-મિચઇ 7 મીચવું
મુકુટ : 7 મઉડ 7 મોડ
રક્ષા 7 રક્ખા + ડી (સ્વાર્થિક) રાખડી
અરઘટ્ટ 7 અરહટ્ટ 7 રહેંટ – રેંટ
યષ્ટિ 7 લટ્ઠિ 7 લાઠી
નિમ્બક : 7 લિમ્બઅઉ 7 લીંબડો-લીમડો
રૂક્ષકં 7 લુક્ખઉં 7 લૂખું
વત્સતરકઃ 7 વચ્છયરઉ 7 વછેરો
વિભક્તકં > વિહત્તઉં-વિહચ્ચઉં 7 વહેંચ્યું
વિલોડિતકં 7 વિલોડિયઉં 7 વલોવ્યું
વર્મન્ 7 વટ 7 વાટ
વાગુરિકઃ 7 વાગુરિઉ 7 વાઘરી
વાનરકઃ 7 વાણરઉ 7 વાંદરો
વિહીનકઃ > વિહીણઉ-વિહુણઉ > વિહોણો
વૃશ્ચિકઃ 7 વિંછિઉ 7 વીંછી
વ્યજનકઃ > વિજ્જણઉ 7 વીંઝણો
વિકલકં > વિઅલઉં 7 વી

વિતસ્તિ 7 વિહત્થી > વ્હેંત
વૈવાહિક: 7 વેવાહિઉ 7 વેવાઇ
ક્ષર્ વ્યવહાર:> વિવહારુ
-વિ હારુ 7 વેપાર
શીતલકં 7 સીયલઉં 7 શીળું
સ્વપ્નકં 7 સુમિણઉં 7 સમણું-સોણું
કીદેશકં 7 કઇસઉં-સઉં 7 શું
સંબુધ્યતે 7 સંબુજઝઈ-સમુઝઈ 7 સમજવું
સહચરી 7 સહયરી 7 સહિયર
સુપર્વક : 7 સુપવ્વઉ 7 સપરમો
સદૃશકં 7 સરિસઉ 7 સરીસું
-સરિકખઉં 7 સરીખું
સંલગ્ન 7 સલગ્ગુ 7 સળગ
શ્લેષ્મ 7 સળેખમ
સીદતિ 7 સડઈ 7 સડે
સંજ્ઞા 7 સંણ્ણા 7 સાન
સંધ્યા 7 સંઝા 7 સાંજ
સાગર 7 સાયરુ > સાયર
શુધ્યતે 7 સુજ્ઝઈ 7 સૂઝે
શુષ્કં 7 સુક્કઉં 7 સૂકું
શય્યા 7 સજ્જા 7 સેજ
શૂન્યકં 7 સુણ્ણઉં 7 સૂનું
સીમંતક: 7 સીમંતઉ - સીઅંતઉ 7 સેંથો
શોભતે 7 સોહઇ 7 સોહે
અદ્યાપિ 7 અજ્જવિ - અજ્જઈ 7 હજી

અધુના 7 અહુણા – હઉણા 7 હમણાં
લઘુકં 7 લહુઉં – હલુઉં 7 હળવું
ભાડક: 7 હાંડઉ 7 હાંડા
ભવતિ 7 હોનઇ 7 હુતંઇ (ચને)
હૃઘં 7 હિજ્જ – હેજ 7 હેત – હેજ
અપ. લિ (હેસે) 7 હેત્તી
હૃદયકં 7 હિઅઅઉં-હઇઅઉં 7 હૈયું
હૃદયકં 7 હિઅડઉં 7 હૈડું

: ૨૧ :

# : પરિશિષ્ટ :

## ગુજરાતીના ધ્વનિઘટકો

(પ્રા. પ્રબોધ પંડિત તથા "સંસ્કૃતિ" ના તંત્રીશ્રીના સૌજન્યથી)

પ્રા. પ્રબોધ પંડિતના આધારે ગુજરાતીના ધ્વનિઘટકો (ફોનિમ-ધ્વનિગ્રામ) નીચે મુજબ છે ('સંસ્કૃતિ'- ઑક્ટોબર, નવેંબર ૧૯૬૨) :

સ્વરો :

(૧) દીર્ઘ ઈ (i) –અગ્ર, ઉચ્ચ.

ઉદા : ઘી, બીજ, બી, મરચી, કેળવણી, સુકવણુ., મસીદ, હજી ઈ૦

(૨) એ (e) –સંવૃત, અગ્ર, મધ્ય.

ઉદા : જે, એ, મેજ, પેઠ, મેલ (મૂક), મેર (એક જાતિ), તપેલું, ઉછેર, સ્વેદ, સુધરેલો ઈ૦

(૩) ઍ (E) – વિવૃત, અગ્ર, નિમ્ન.

ઉદા : જૅ જૅ (જય જય), બૅ, મૅય, પૅસ, મૅલ, મૅર (મ્હેર), તવૅથો, પટૅલ, કચૅરી ઈ૦

વ્યંજનો :

: સ્પર્શ :

ઓષ્ઠ્ય : પ અને ફ (મહાપ્રાણ)
બ અને ભ (મહાપ્રાણ)

દંત્ય : ત અને થ (મહાપ્રાણ)
દ અને ધ (મહાપ્રાણ)

મૂર્ધન્ય : ટ અને ઠ (મહાપ્રાણ)
ડ અને ઢ (મહાપ્રાણ)

કંઠ્ય ક અને ખ (મહાપ્રાણ)
ગ અને ઘ (મહાપ્રાણ)

: સ્પર્શ–સંઘર્ષી :

તાલવ્ય : ચ અને છ (મહાપ્રાણ)
જ અને ઝ (મહાપ્રાણ)

: સંઘર્ષી :

સ – દંત્ય સંઘર્ષી

શ – તાલવ્ય ,,

ષ – મૂર્ધન્ય ,,

ઝ (Z) – બોઝ, આઝાદી જેવા શબ્દોમાં.

· પાર્શ્વિક

વ્યંજનો :

: સ્પર્શ :

ઓષ્ઠ્ય : પ અને ફ (મહાપ્રાણ)
બ અને ભ (મહાપ્રાણ)

દંત્ય . ત અને થ (મહાપ્રાણ)
દ અને ધ (મહાપ્રાણ)

મૂર્ધન્ય : ટ અને ઠ (મહાપ્રાણ)
ડ અને ઢ (મહાપ્રાણ)

કંઠ્ય ' ક અને ખ (મહાપ્રાણ)
ગ અને ઘ (મહાપ્રાણ)

: સ્પર્શ-સંઘર્ષી .

તાલવ્ય : ચ અને છ (મહાપ્રાણ)
જ અને ઝ (મહાપ્રાણ)

: સંઘર્ષી

સ – દંત્ય સંઘર્ષી
શ – તાલવ્ય ,,
ષ – મૂર્ધન્ય ,,
ઝ (Z) – ઓઝ, આઝાદી જેવા શબ્દોમા.

પાર્શ્વિક

ળ – મૂર્ધન્ય પાર્શ્વિક
લ – દંત્ય ,,

: પ્રકંપી :

ર– એનો ઉચ્ચાર કરતી વખતે જિહ્વાગ્ર પેઢાંની કમાન તરફ સ્પર્શ કરીને થડકારા સાથે પાછુ આવે છે.
ઉદા . રાજા, પ્રાણ, ધર્મ, કૃપા, ક્ષિપ, ઈ૦

(સ્પર્શ-સંઘર્ષી) : ચ છ, જ, ઝ (તાલવ્ય)
(સંઘર્ષી) : સ, શ, ષ, ઝ (Z)
(પાર્શ્વિક) ળ, લ.
(પ્રકંપી) : ર
(અનુનાસિક) : મ, ન, ણ, ઑાં, ઙ, ઞ.

